વર્ષ ૧ લું ∴ નવયુગ ગ્રંથમાળા ∴ પુસ્તક ૫ મું

# સ્વરાજ સેવકો

: પ્રયોજક અને અનુવાદક :
દશરથલાલ જગન્નાથ રાવલ
નાગરવાડા : લુણાવાડા.



નવયુગ પુસ્તક ભંડાર
૫૨૦૯, દેવસાનો પાડો
અમદાવાદ

૧ લી આવૃત્તિ :: સંવત ૧૯૮૭

: પ્રકાશક :

જયંતિલાલ રેવાશંકર દોસી

નવયુગ પુસ્તક ભંડાર

દેવસાનો પાડો :: અમદાવાદ



: એજન્ટ :

સી. જમનાદાસની કું.

બુકસેલર્સ અને પબ્લીસર્સ

પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં. ૨

| વાર્ષિક ફાળે | છુટક |
|---|---|
| ૦-૩-૬ | ૦-૪-૦ |
| ટપાલ ખર્ચ માફ | ટપાલ ખર્ચ જુદું |

મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા :: વસંત મુદ્રણાલયઃ અમદાવાદ

# નિવેદન

જ્યારે સારાય દેશમાં જાગૃતિનો જુવાળ ઉછળી રહ્યો છે, વર્ષોથી મૂંગે મ્હોડે અત્યાચાર ઝીલતી પ્રજા સ્વાતંત્ર્યની ઘોષણા કરી રહી છે ત્યારે, એવી શુભ ઘડીએ, પ્રજાજીવનમાં વધારે ઉત્સાહ સીંચવા મુલ્ક-મશહૂર વિભૂતિઓની આ આછી-પાતળી જીવનરેખાઓ સફળ થશે એવી આશા છે.

પહેલે તબક્કે જ મારે કબૂલ કરી દેવું જોઈએ કે આ ન્હાનકડું પુસ્તક તૈયાર કરવામાં હિન્દી સાહિત્યનો છૂટથી ઉપયોગ કર્યો છે. એ માટે બે હિન્દી માસિકો-'ત્યાગભૂમિ' તથા 'સરસ્વતી'-ના સંપાદકોનો હું અહેશાનમંદ છું.

આ મારો પ્રથમ જ પ્રયાસ હોઈ, તેમાં અપૂર્ણતા ન હોય એવો દાવો હું ન જ કરી શકું. પણ ત્વરાથી પુસ્તક તૈયાર કરવા છતાં, સાધારણ જનસમાજની રસવૃત્તિ પોષવા બનતી સંભાળ લીધી છે.

ગૂજરાત તેના વ્યાપારી વ્યવસાયમાંથી અત્યારે રાજકારણમાં ઝૂકાવી રહ્યું છે, તે સમયે તે 'ગજરામારુ' નહિ વાંચતાં આવા હળવા પણ પ્રાણદાયી સાહિત્ય તરફ વધારે ખેંચાય એ દેખીતું છે. કદરદાન ગૂજરાતી જનતા આ પ્રથમ પ્રયાસને આવકાર આપશે તો હું મારો શ્રમ સફળ થયો માનીશ, અને હવે પછી આ દિશામાં પ્રયત્ન કરવા મને યોગ્યતા મળી છે એમ સમજીશ.

નાગરવાડા : લુણાવાડા
તા. ૪-૩-૧૯૩૧.

દશરથલાલ જગન્નાથ રાવલ

# અનુક્રમ

# ભારત સેવક ગોખલે

રત્નાગિરિ જિલ્લાના એક ગામમાં, સાંજના વખતે કેટલાક છોકરાઓ હુ-તૂ-તૂની રમત રમતા હતા. સામેના પક્ષનો નાયક, બીજા પક્ષના ખેલાડીઓને, પકડાયા વિના હાથ લગાવી નાસી જતો અને વારંવાર પજવતો. એક વખત ચોટ ખાલી જતાં બીજા પક્ષના એક ન્હાના ખેલાડીના હાથમાં પકડાઈ ગયો. નાયકની હિમ્મત નહોતી કે ત્યાંથી છૂટી ભાગી નીકળે.

નાયક ખેલાડી બોલ્યો: ' છોડી દે, મારી ઈજ્જત ડૂબે છે. ' ન્હાનો ખેલાડી ગોપાલ છોડે તેમ ઓછો હતો; તે આવેશપૂર્વક બોલ્યો: ' નહિ છોડી શકું. '

નાયક ખેલાડી જરા ગુસ્સે થઈ બોલ્યો: ' છોડ ભાઈ, છોડ; હું તારો મોટો ભાઈ થઉં. છોડી દે. '

ન્હાનો ગોપાળ કહે: ' મોટો ભાઈ એટલે શું થઈ ગયું ? હું મારા પક્ષને હારવા દઉં ? '

ન્હાના ભાઈના આ બે ધડક જવાબથી મોટા ભાઈની આંખોમાંથી ખૂન વરસવા લાગ્યું. બન્ને પક્ષના ખેલાડીઓ આ હુંસાતુંસ બડી ગમ્મતથી જોઈ રહ્યા હતા. મોટા ભાઈની

હાંસી અને નાનાની પ્રશંસાથી બન્ને મંડળીઓમાં ઉલ્લાસ છવાઈ ગયો.

એ બન્ને સગા ભાઈ હતા, અને એ ગોપાળ કોણ ? એ હતો દીન-હીન અને ફાટયાં-તૂટયાં કપડાં પહેરતો, આત્મગૌરવ અને અવિચળ નીતિથી છલકતી મહત્તાના અંકુરરૂપ ભારતમાતાનો હીરો ! મહારાષ્ટ્ર-કેસરી ગોપાલ કૃષ્ણ ગોખલે ! !

× × ×

ગોપાલની ગરીબીની અવસ્થાનો ઇતિહાસ જે દિવસે લખાશે તે દિવસે સારું જગત આશ્ચર્યમુગ્ધ બનશે. એની ગરીબીનો ઇતિહાસ એ તેની ભવિષ્યની ઉજ્જવલ કારકિર્દીના પ્રતિબિંબ-રૂપ હતો. આજે લોકો એ ગરિબીની કલ્પના પણ ન કરી શકે. એક દિવસ એવો હતો કે એક નમકના ટૂકડા વાસ્તે ગોપાલને લાંઘણ ખેંચવી પડેલી. કિશોર અવસ્થાની આ વાત છેઃ ગોપાલના સહાધ્યાયીઓએ એક દિવસ આઇસ ક્રીમ બનાવ્યો. હાંસી કરવાને ખાતર મિત્રોએ મશીનની અંદરના બરફનું પાણી આપી કહ્યું કે આ આઇસક્રીમ છે. ભોળા ગોપાલે આને આઇસક્રીમ માન્યો. પછી મિત્રોએ ખરો આઇસક્રીમ લઇ સમજાવ્યું કે આ આઇસક્રીમ એ પાણી વડે તૈયાર કરવામાં આવ્યો છે. ગોપાલે એ વાત પણ સાચી માની. એવી ભોળી ગરીબીમાં ગોપાલે તેનું બચપણ વિતાવ્યું.

તેમના ભોળપણની એક બીજી વાતઃ તેમના એક ધનવાન સહાધ્યાયીએ તેમને નાટક જોવા આવવા આગ્રહ કર્યો. પહેલાં તો ગોપાલે ના પાડી. પણ મિત્રનો પાકો અનુ-

રોષ જોઈ તેમણે નાટક જોવા જવા કબૂલ્યું. પેલા પૈસાદાર મિત્રે બે ટિકિટો ખરીદી. નાટક જોયા પછી બીજે દિવસે પેલા મિત્રે તેમની પાસે ટિકિટના પૈસા માગ્યા. તેમની પાસે સિલકમાં માત્ર બે જ આના હતા. ગોપાલ તો એમજ ધારતા હતા કે પૈસા તો તેમના મિત્રને જ આપવાના હતા. ખેર! તતકાલ ગોપાલે બે આના ચૂકવી આપ્યા. પણ મહિનાના ખર્ચમાં એ બે આનાની ખોટ શી રીતે પૂરી પાડવી? અંતમાં દિવાના તેલના પૈસા બચાવ્યા. એટલા દિવસ ગોપાલે સડકોના દિવાએ પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો.

ગોપાલની આ ગરીબીને દૂર કરવાવાળી હતી એની પ્યારી મા! પિતા તો તેને તેર વર્ષનો મૂકી સ્વર્ગે સિધાવ્યા હતા. મોટો ભાઈ ગોવિંદ તેની ટૂંકી કમાણીમાંથી તેના અભ્યાસની ફી ભરતો, અને મા, પૈસો-પૈસો ભેગો કરી તેનું પોષણ કરતી. દુનિયામાં માતાની ભાવના અને પ્રેમનું પાન કર્યા વગર કોણ મહાન થયું છે? શિવાજીથી લઈ અમર શહીદ શ્રદ્ધાનંદ સુધી સ્વદેશ વીરોને તપાસો; માની ગોદ, જનનીની પ્રેરણા તથા જન્મદાત્રીના સ્તનપાન વિના કોણ શૂર અને તેજસ્વી બન્યું છે? ગોપાલ પણ પોતાની માતાની ગોદમાં રહી શ્રદ્ધા, ભક્તિ, સૌમ્યતા અને સ્વદેશ-ભક્તિની ધારાઓ પીધા કરતા હતા. સ્વર્ગથી પણ સુંદર અને મહાન જનનીની પ્રતિ કરેલો પ્રેમ, છેવટે જન્મભૂમિ તરફ પ્રકટયો!

× × ×

શાળામાં પરીક્ષાઓ થઈ રહી છે. પરીક્ષકના પૂછેલા પ્રશ્નો વિદ્યાર્થીઓને કઠણ લાગે છે. કોમળ પ્રકૃતિવાળા ગોપાલ શર્માઈ રોવા માંડયા. શિક્ષકે પાસેના વિદ્યાર્થીને ધીમેથી

પ્રશ્ન સમજી ઉત્તર દેવાની સલાહ આપી. શાન્ત ગોપાલે માસ્તરની આજ્ઞાનું પાલન કર્યું.

બીજે દિવસે શિક્ષક વર્ગમાં આવ્યા અને બોલ્યા: "ગોપાલ! તારા માર્ક (નંબર) સહુથી વધારે આવ્યા છે. જા, પહેલા નંબરે બેસ!" ગોપાલ તો ખસીયાણા પડી સ્તંભિત બની ગયા. ધીમા અવાજે તેમણે કહ્યું: 'એ કેવી રીતે બને? મેં તો બીજાએ શીખવ્યું તે પ્રમાણે કર્યું. એમાં મારું ગૌરવ શું? હું પહેલો બેસવા નથી ચાહતો!' શિક્ષક તથા વિદ્યાર્થીઓ હસવા લાગ્યા. કેવો સૌમ્ય સ્વભાવ!

× × ×

ગોપાલનું વિદ્યાર્થી જીવન અત્યંત સાદું હતું. લજ્જાની તો હદ જ ન્હોતી! પરંતુ સ્મરણ–શક્તિ કમાલ હતી! કોઈ વાત એક વખત કાનપર પડી તો વજ્રલેપ સમાન ચોંટી જતી. કૉલેજમાં ગોપાલે સ્કૉટ, શેકસપીયર તથા મિલ્ટનની કવિતાઓની હજારો કડીઓ મ્હોડે કરી હતી. મિત્રો પૂછતા: 'અમુક કવિતા તો જરા બોલો જવાબમાં વાણીનો અખંડ પ્રવાહ વહેવા માંડતો. એક પણ સ્થળે અટક્યા વિના આખી કવિતા મોઢે બોલી જવી એ તો તેમને મન સામાન્ય વાત હતી. ગોપાલના ભોળપણનો વિદ્યાર્થીઓ ખૂબ દુરુપયોગ કરતા. તેઓ કહેતા: 'ગોપાલ, And શબ્દથી શરુ થતી કવિતા બોલ, Butથી શરુ થતી બોલ.' એમ તેમને ખૂબ પજવતા. ગોપાલ પણ તેમની મશ્કરીનો લેશ પણ ખ્યાલ આણ્યા વિના જલ્દી બોલવા મંડી જતા.

પૂનાની આ વાત છે. ગોપાલનો એક પાડોસી મિત્ર તેમની સાથે હરિફાઈમાં ઉતર્યો. શરત એમ હતી કે પાડોસી

જે પુસ્તક નિશ્ચિત કરે તેનું એક પાનું ગોપાલ દરરોજ કંઠાગ્ર કરે. એક શબ્દ ભૂલી જાય તો તે બદલ ગોપાલ એક આનો પડોસીને આપે. પણ દિલગીરીની વાત હતી કે પડોસીને એક પણ આનો ન મળ્યો.

× × ×

અરાઢ વર્ષનો સ્નાતક એટલે દુનિયાની મહત્વાકાંક્ષાઓની સાક્ષાત મૂર્તિ! ગોપાલકૃષ્ણ એમના ભાવિ જીવનના લક્ષ્ય પથનો વિચાર કરતા હતા. એ દિવસોમાં ગ્રેજ્યુએટોની સામે અનેક સમૃદ્ધ કાર્યોને માટે હજારો દ્વાર ખુલ્લાં હતાં. મિત્રોએ ગોપાલને આઈ. સી. એસ. અથવા એન્જીનીયર બનવા સલાહ આપી! ગોપાલ જો એલ. એલ. બી. બને તો તેમની સામે સબ જડજનું સિંહાસન ચમકી રહ્યું હતું. પણ ગોપાલને આવી મામૂલી વસ્તુઓની અભિલાષા ન્હોતી. એ તો એક મહાન રાષ્ટ્રની વકીલાત કરવા ચાહતા હતા, એક રાષ્ટ્ર મંદિરનું સંગઠન બનાવવા ઇચ્છતા હતા. જેણે ગળથૂથીમાં જ સ્વદેશ ભક્તિનાં પાન કર્યા હોય, જેને બાલપણથીજ સ્વદેશસેવાનાં વ્રત લીધાં હોય એવો ઉગતો રાષ્ટ્રભક્ત જવાનીમાંથી જ ગુલામીની જંજીરોમાં જકડાય એ આકાશ કુસુમવત્ હતું. ગોપાલના હૃદયમાં સરકારી અફસર: (Indian Civil Servant ) ને બદલે ભારતસેવક બનવાની ઉચ્ચ ભાવનાઓ રમતી હતી. ગોપાલકૃષ્ણે પ્રથમ 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' માં કામ કર્યું, પછી સ્કૂલના પ્રિન્સીપાલના પદ પર રહી છેવટે ફર્ગ્યુસન કૉલેજના પ્રોફેસર (અધ્યાપક)નું સન્માન્ય પદ પ્રાપ્ત કર્યું.

× × ×

ગોપાલકૃષ્ણનો ઇચ્છિત વિષય ગણિત હતો પણ કોઇ પણ પ્રોફેસરની ગેરહાજરીમાં તેનો વિષય શીખવવા માટે ગોપાલકૃષ્ણને મોકલવામાં આવતા. કોઈ પણ વિષય હાથમાં આવતાં તેની મહાન તૈયારી થઈ જતી. કલાસમાં આવી બર્કે શીખવાડે, યા મિલ્ટન અથવા શેકસપિયર પર વ્યાખ્યાન દે, અથવા વર્ડ્ઝવર્થના કાવ્યોનો મર્મ સમજાવે; પણ પુસ્તક ઉઘાડવાનું નામ નહિ! પુસ્તકો તો તેમના સ્મરણ–શક્તિરૂપી વિરાટ પુસ્તકમાં અંકીત થઈ ચૂકી હતી.

આજ પણ ગોપાલકૃષ્ણનાં વ્યાખ્યાનો સાંભળનાર તેમના વિદ્યાર્થીઓ યાદ કરી કહે છેઃ 'વાણીનો કેવો મધુર અને મનોહારી અખંડ પ્રવાહ નીકળ્યા કરતો હતો! અને એમની અંગ્રેજી ભાષા પરનો કાબૂ! અહા! અંગ્રેજી ભાષાની સર્વોત્કૃષ્ટ શૈલીની એક મહાન ધારા એમના મુખમાંથી નીકળી પડતી હતી!'

અને અધ્યાપકની આટલી મહાન તૈયારી એમના ભવિષ્યના લાભને માટે ન્હોતી; એ તો હતી પોતાના અધ્યાપકના કર્તવ્યને પૂર્ણ કરવાને માટે! કેટલી સર્વદેશિય શક્તિ; કેટલી યોગ્યતા!

× × ×

સોસાયટી (ડેક્કન એજ્યુકેશન સોસાયટી) ના ઉત્સવનો દિવસ છે. મંડપના પ્રવેશ–દ્વારના સ્વયંસેવકનું સ્થાન ગોપાલકૃષ્ણને સુપરત કરવામાં આવ્યું. સરદારની આજ્ઞા છેઃ 'પાસ વિના કોઈ પણ અન્દર ન આવે!' એટલામાં વિશાળ મસ્તકવાળા, નિશાનાથ ચન્દ્રની જેમ શિતલ કિરણો ફેંકતા લલાટની એક આકૃતિ (વ્યક્તિ) અંદર જવા ચાહે છે. વિનયી

ગોપાલકૃષ્ણ આ અપરિચિત વ્યક્તિને દેખી પૂછે છેઃ ‘આપનો પાસ ક્યાં છે?’ ઉત્તર મળ્યો; ‘પાસ તો નથી.’

ગોપાલકૃષ્ણ કહે છેઃ ‘પાસ વિના આપ અંદર નથી જઈ શકતા.’

પિતામહની જેમ વૃદ્ધ પુરુષ ખડા રહે છે. એટલામાં ‘જસ્ટિસ રાનડે પધાર્યા’ નો જય ઘોષ કરતા કાર્યકર્તાઓ દ્વાર પર આવી પહોંચે છે અને ન્યાયમૂર્તિને સભા-મંડપ પર લઈ જાય છે. મુંબઈ અને મહારાષ્ટ્રના આ પુનિત નામ ‘રાનડે’ ને સાંભળી ગોપાલકૃષ્ણ શરમાઈ સ્તંભિત બની જાય છેઃ આજ પહેલી વાર જ ગોપાલે આ વૃદ્ધ ઋષિવરનાં દર્શન કર્યાં.

ન્યાયમૂર્તિ રાનડેએ એક બીજી વ્યક્તિને પૂછ્યુંઃ ‘એ યુવક કોણ છે?’ ઉત્તર મળ્યોઃ ‘એ યુવક પ્રોફેસર છે.’

સભાની સમાપ્તિ પછી ન્યાયમૂર્તિએ દ્વારમાંથી નીકળતાં ગોપાલકૃષ્ણને પૂછ્યુંઃ ‘મારી પાસે કામ કરીશ?’ ગોપાલકૃષ્ણે વિનયભર્યા શબ્દોમાં સ્વીકારાત્મક વાક્ય કહ્યું, અને એ દિનથી એ ન્યાયમૂર્તિ રાનડેના ગુરુ-ચરણોમાં બેઠા.

× × ×

રાનડેનું શિષ્યત્વ એટલે ખાંડાની ધાર; ગોપાલકૃષ્ણ અવિશ્રામ ઉદ્યમની ચક્કીમાં પીસાવા લાગ્યા; રાજનીતિના ગૂઢ વિષયોની જડ બેસાડવા ગુરુદેવ તેમને દબાવવા લાગ્યા, દિવસ રાત એક થઈ ગયાં.

ગોપાલકૃષ્ણના ઘરમાં એમની ધર્મપત્નિ દુર્બળ ચિન્તાગ્રસ્ત પડી છે, પણ ગોપાલને એની પાસે જવાની ફુરસદ નથી. એક દિવસ એક કામ અધુરુ રહી ગયું. ગુરુદેવે આવી

પૂછ્યું: 'આમ કેમ ?' ગોપાલે કહ્યું: 'તાવ આવ્યો હતો.' ગુરુદેવ બોલ્યાઃ 'ભાઈ, તાવ આવ્યો હતો તો દવા લેવી હતી. એક દિવસ ગયો તે પાછો થોડો જ આવવાનો હતો.' આ પ્રમાણે ગુરુદેવના મ્હોડાથી સાંત્વનાનો એક પણ હરફ ગોપાલના તરફ નીકળતો નહિ. પરંતુ શિષ્યના મનમાં કોઈ જાતની આંટ ન્હોતી. બસ, કામ, કામ ને કામ જ. 'There's but to do and die!' આ પ્રમાણે આંકો (Statisticoes) અને તથ્યો (Facts) માં ગોપાલે કંઈક પ્રવીણતા પ્રાપ્ત કરી.

એક વખતે કોઈ રાજનૈતિક વિષય પર ગુરુદેવે ગોપાલને 'મે મો રેણ્ડમ' તૈયાર કરવાનું કહ્યું: ધ્રૂજતે પગે આગળ આવી ગોપાલે તૈયાર કરેલો લેખ ગુરુદેવના હાથમાં મૂકયો, ગુરુદેવ શું કહેશે, એ વિચારે ગોપાલનું હૃદય ધડકતું હતું. લેખ વાંચી ન્યાયમૂર્તિએ ફક્ત આટલું જ કહ્યું: 'It will do' આટલેથી ચાલશે. બસ, ગોપાલનું અંતર આનંદથી નાચી ઉઠયું.

× × ×

સાંજનો સમય છે. ગુરુ શિષ્ય બન્ને ટહેલી રહ્યાં છે. ગોપાલકૃષ્ણના મ્હોં પર સંક્ષોભની છાયા છે અને ન્યાયમૂર્તિની મુખ–મુદ્રા પર તો આકાશની શાન્તિ છવાઈ છે.

એકાએક ગોપાલે પૂછયું: 'આપે આ સરકારી જવાબ વાંચ્યો ?'

'શાનો ?'

ગોપાલે મન્દ સ્વરે કહ્યું: 'આપણે બહુ પરિશ્રમથી

તૈયાર કરેલો અહમદનગરનો વૃત્તાંત હજારો હસ્તાક્ષરો સહિત સરકાર પર મોકલેલો, એનો જવાબ !'

ગુરુદેવ: ' શું લખ્યું છે ?'

ગોપાલ: ' ફક્ત આટલું જ છે: 'The Conteuts of your representation have been noted.' (તમારી પ્રાર્થનાની અમે નોંધ કરી છે.) છેવટે આપણા ભગીરથ પ્રયત્નનું આજ ફળ ?'

ન્યાયમૂર્તિએ સમજાવીને કહ્યું: ' ભાઈ, આપણી મહેનત સરકારી જવાબ મેળવવાને માટે નહોતી, પણ આ છિન્ન ભિન્ન, અવ્યવસ્થિત તથા ભીરુ પ્રજાને મળી તેમને આંદોલન કરવાનું શીખવવાને માટે હતી. આપણા જેવા હજારો જ્યારે સંયુક્ત પ્રવૃત્તિ (Combined Action) નો પાઠ દઈ મરી ફીટશે, ત્યારે જ કોઈ સરકારી જવાબ માગવાવાળો વીર પેદા થશે.'

× × ×

ખર્ચની જે રાક્ષસી રકમ વિલાયતની સરકારની તીજોરીમાંથી લેવી જોઈએ, એ હિન્દી પ્રજાને માથે શા માટે નખાય ? એનું એક આંદોલન ઊઠયું. આ વિષયનું અનુસંધાન કરવા માટે વિલાયતમાં વેલ્બી કમીશન બેઠું. ન્યાયમૂર્તિ રાનડેએ આજ્ઞા કરી. ' ગોખલે, તૈયાર થઈ જા, તારે જુબાની આપવા જવાનું છે.' ત્રીસ વર્ષનો દૂધમલ જુવાન જે હજી રાજનીતિમાં એકડો ઘૂંટતો હતો તેને માથે આ કેવી જુમ્મેદારી. ન્યાયમૂર્તિ રાનડેએ બધી વાતો સારી પેઠે સમજાવી તૈયાર કર્યા. ભારત પ્રેમી અંગ્રેજ મી. વેડરબર્ન અને ન્યાયમૂર્તિએ તેમના આવવા જવાનું ખર્ચ ઉઠાવી લીધું, અને ગોખલેને

ઇંગ્લંડ મોકલ્યા. આ સફરમાં રસ્તામાં ગોખલેની છાતીમાં કેબીનના દરવાજાની ચોટ લાગી. (એ દિવસથી એમનું હૃદય કમજોર પડી ગયું હતું અને એ કમજોરી અંતમાં એમની જીવન-લીલા સમાપ્ત કરવામાં કારણભૂત બની હતી.) પરંતુ પોતાના કામ અને અધ્યવસાયની ધૂનમાં તેની તરફ બહુ ધ્યાન ન આપ્યું. લંડન જઈ ગોખલે હિન્દના કાનોમાં સ્વરાજનો મંત્ર ફૂંકનાર મર્હૂમ દાદાભાઇ નવરોજજીના ઘેર ઉતર્યા. ત્યાં ગોખલેએ જે યોગ્યતાથી સાક્ષી પૂરી તે દેખી ઇંગ્લૅંડની પ્રજા પણ દંગ થઈ ગઈ.

× × ×

એક વખત ગુરુદેવને પાસે જઈ ભગ્ન-હૃદય બની ગોપાલે કહ્યું: 'અહીં સ્વદેશમાં મારી સેવાનો કોઇ સ્વીકાર નથી કરતું, મને વિલાયત જઈ આપણા દેશને માટે લડવા દો, ત્યાંની જનતા મારી નીતિને સમજી શકશે.'

ગુરુદેવે કહ્યું: 'ભાઈ, મોટી સેવા કરવાની વાત છોડી દે, મારે અને તારે હજી તો રાષ્ટ્ર-મંદિરનો પાયો ખોદવાનું કામ (Shade work) કરવાનું છે! અને તેને માટે આપણો દેશ જ આપણું કાર્યક્ષેત્ર છે. ભગવાન તને તક આપશે, અધીરો ન બન!'

× × ×

સર ફીરોજશાહ મહેતા જેવા નર-શાર્દૂલ પણ તરુણ ગોપાલની બુદ્ધિની પ્રભાથી અંજાઈ જતા હતા, તો બીજાની તો વાત જ શી? સર ફીરોજશાહ મોટી સભામાં પોતાનું સ્થાન ખાલી કરી ગોખલેને બેસાડતા. લૉર્ડ કર્ઝનના એક-ચક્રી અભિમાન અને દૃઢ સામર્થ્યની આગળ જ્યાં દાઢી-

મૂછોવાળા અવાક્ બની જતા, ત્યાં યુવક ગોખલે ગર્જના પૂર્વક બોલતા; My Lord, I cannot join the Chorus of applause showered in this house on the Finance Member for his so called Surplus Budget.' ( કહેવાતા બચતના બજેટના માટે અહીંયા, અર્થ–સચીવ પર જે પ્રસંસાની ઝડી વરસાવી છે તેની સાથે હું સંમત થઈ શકતો નથી.) પોતાના ભાષણમાં અંકો તથા તથ્યોની એ એવી ઝડી વર્ષાવતા કે બધા આશ્ચર્યથી પોંચા કરડતા. તેમની વાણીમાં એવો પ્રભાવ હતો કે કલાકોના કલાકો સુધી સભામાં શાન્તિ છવાઈ રહેતી. એ જાદુગરની જેમ લોકોને તેઓ પોતાની જબાનના જોર વડે વશ કરી લેતા. કેવળ ઘેરથી તૈયાર કરેલા ભાષણમાં ચાતુર્ય નહિ પણ પ્રત્યુત્તર દેવામાં પણ નોકરશાહીની અભેદ દિવાલોને હલાવી દેવી એ તેમને મન રમત વાત હતી. એ અદ્ભુત સામર્થ્ય, એ પ્રચંડ અને અખંડ વાકપ્રવાહ દેખી સરકારી સભ્યો મનમાં કહેતા: 'એ પ્રતિપક્ષના (Leader of Opposition ) નો નેતા છે.' આખરે લૉર્ડ કર્ઝનને પણ કબૂલ કરવું પડેલું–એ મારો સાચો પ્રતિસ્પર્ધી છે.

આ પ્રમાણે તેમના વિરોધીઓ પણ તેમની મહત્તા અને યોગ્યતાનો સ્વીકાર કરતા. લૉર્ડ કર્ઝને ગોખલેને કે. સી. એસ. આઇ. નો ખિતાબ આપવાની સમ્રાટને સીફારસ કરી, અને કહ્યું: ' તમે તમારા દેશપ્રતિ બજાવેલી સેવાઓના બદલા રૂપે આ માન મેળવો છો. મારી પ્રાર્થના છે કે

હિંદભૂમી તમારા જેવા પનોતા પુત્રોને જન્મ આપી કૃતાર્થ બને.'

ગોખલેએ પ્રથમ નમ્રતાથી સામ્રાજ્યની આગળ શીર ઝૂકાવ્યું. પણ પછી ગૌરવભરી છાતી આગળ કાઢી ઉત્તર દીધોઃ 'હું આપનો આભારી છું, પણ આ પદનો સ્વીકાર નથી કરી શકતો. અવિનય માફ કરશો.' એ દિવસોમાં ખિતાબનો ત્યાગ એ મામૂલી બીના હતી ?

× × ×

દેશની સેવા કરવામાં તેમણે પોતાના શરીર પાછળ પણ ન્હોતું જોયું. કમિટિઓ અને કમિશનોમાં જવું, પીડિતોની રક્ષાનો પ્રબંધ કરવો અને દૂર દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ–સંગ્રામને માટે દોડી પહોંચવું આ બધાં કાર્યોએ ગોખલેની જીવન–શક્તિ ઘટાડી દીધી. ગાંધીજી એમને મોડી રાત સુધી ભાષણો તૈયાર કરતા દેખી કહેતાઃ 'ગોખલેજી મરી જશો; હવે તો સૂઈ જાઓ.'

પરંતુ એ મહાન પુરુષ સૂવા માટે ન્હોતો આવ્યો; એ તો આવ્યો હતો દેશને માટે જાગતો રહેવા.

× × ×

કુદરત આ મહાન પુરુષના જાગરણને ન સહી શકી. આખરે જગન્માતાએ તેના વીર પુત્રને ગોદમાં લીધો, અને ૧૯૧૪ની ૧૯મી ફેબ્રુઆરીના સવારે મૃત્યુ દેવે એમના પર કાળી છાયા નાંખી દીધી. અંતિમ ઘડી સુધી તેમનું સર્વ

કામ ચૂકાવી, પોતાની પુત્રીઓના માથે હાથ રાખી આશિર્વાદ આપ્યો અને કહ્યું: 'અત્યાર લગી તો આ પારના તમાશા દેખ્યા, હવે બીજી પાર જઈને જોઉં છું, ત્યાં શી લીલા ભજવાય છે!'

તેમની ભારત-સેવક-સમિતિના વિષયમાં અંતિમ વિચાર કરતાં રહાડા દશ વાગે શાન્તિપૂર્વક શાશ્વત નિંદ્રામા શયન કર્યું. સેવા-ધર્મના આ સન્યાસીને આપણા હજાર વન્દન!

# સરદાર વલ્લભભાઈ

શ્રીમતી મુન્શીએ ઓળખાવેલા બે પટેલ 'બહારવટીઆ'ને ગૂજરાત સારી રીતે પીછાને છે. ગૂજરાતનો ગરીબ ખેડૂત મોટા કરતાં ન્હાના બહારવટીઆને વધારે સારી રીતે ઓળખે છે. ગૂજરાતના નર–નાર જાણે છે કે તે સાચો સરદાર છે સરકાર સમજે છે કે કરમસદનો એ પટેલ ઉસ્તાદ ખેલાડી છે. અણઘડ પાટીદાર કોમમાં જન્મવા છતાં તેણે ભવ્ય સ્વપ્ન સેવ્યાં અને બૅરીસ્ટર બન્યો. કામધેનૂ સમી વકીલાતે તેના આંગણે લક્ષ્મીની છોળો ઉરાડી પણ એનો ઉન્નત આત્મા વૈભવોથી ન ભીંજાયો, તેની ચોર આંખે જોયું કે જે કોમમાં તે પેદા થયો છે તે આજે સરકારની સીતમ-ચક્કીમાં પીસાઇ રહી છે; ગરીબ ગાય જેવા તેના ભોળા ભાઈઓ સરકારી અફસરોની તિક્ષ્ણ છૂરી નીચે રેંસાઇ રહ્યા છે. તેને આ પરિસ્થિતિ અસહ્ય લાગી. લક્ષ્મી અને વૈભવોને ઠોકરે મારી તરત તે પોતાના કંગાળ કિસાન ભાઇઓની વચમાં ચાલ્યો ગયો, તેમની સાથે રહી તેણે દુઃખ સહ્યું, તેમની સાથે બેસી રોટલો અને છાશ આનંદથી આરોગ્યાં: તેમની સાથે

ગંધાતી કોટડીમાં સૂતો અને આખરે તેમને વિજય અપાવ્યો. ત્યારથી એ સાચો 'સરદાર' બન્યો.

બારડોલી અને ખેડાના ઘરેઘરના ખૂણામાં એનું નામ ગૂંજે છે. બારડોલીના ખેડૂતો તેના શબ્દ પર મરી ફીટવા તૈયાર છે, કારણ તેઓ જાણે છે કે તે જ તેમનો સાચો સાથી છે. સમસ્ત ગૂજરાતના નિર્ધન કિસાનોના હૃદયમંદિરોમાં એની પ્રતિમા શાશ્વત જડાઈ ગઈ છે. ખેડૂઓ માટે તેણે ટાઢ-તડકો સહ્યાં, જેલ સેવી, ભૂખમરો વેઠયો, નિદ્રા ત્યજી. એના બદલામાં તેણે ખેડૂત-આલમનો યકિન મેળવ્યો, તેમનાં હૃદય જીત્યાં, તેણે માટીમાંથી મર્દ સરજ્યા, હાડપીંજરોમાં પ્રાણ પૂર્યા, ચેતનવિહિન ખોખાંમાં ચેતનના ઓઘ ઉલટાવ્યા, એનું નામ છે વીર વલ્લભભાઈ: સરદાર વલ્લભભાઈ.

* * *

વલ્લભભાઈના પિતા ઝવેરભાઈ ગૂજરાતી કિસાન હતા; પરંતુ હરિયાળાં વૃક્ષો, લહેરાતાં ઝરણાં અને ચમકતા આસમાન સાથે ગોષ્ટી કરવી છોડી તેઓ લાગી ગયા ૧૮૫૭ના ગદરના કામમાં. એ દિવસોમાં ત્રણ વર્ષ સુધી ઝવેરભાઈનો પત્તો ન લાગ્યો. એ વખતે તેઓ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈના બુન્દેલોની સાથે બળવાની સમારાધનામાં લાગી ગયા હતા. તેઓ ઊથલપાથલ મચાવવામાં એટલા બધા ખટપટી હતા કે ઇન્દોરના રાજા મલ્હારરાવ હોલ્કરે તેમને ગીરફતાર કરી જેલના લોખંડી સળીયા પાછળ પૂરી દીધા. શું તેઓ બુદ્ધિ-હીન હતા ? ના; એક દિવસ કેદી ઝવેરભાઈની સામે બેસી રાજા મલ્હારરાવ શેતરંજ ખેલી રહ્યા હતા. તેમને ખોટી રીતે સોગટું ચલાવતા જોઈ ઝવેરભાઈએ અર્થગંભીર વાણીમાં

કહ્યું: 'રાજા ખોટી ચાલ ન ચાલતા; તમારા અમુક સોગઠાને અમુક ચાલ ચલાવો.' મલ્હારરાવ કેદીની સલાહથી શેતરંજ જ નહિ જીત્યા; તેમણે આવા બુદ્ધિમાનને જેલમાં ગોંધી રાખવો ઠીક ન લાગ્યું. ઝવેરભાઈને છોડી દેવામાં આવ્યા. વાચક તું જ બતાવ, કે ઝવેરભાઈ ભારતીય ઇતિહાસના ન્હાનાસા–પ્રતિનિધિ બની અને પ્રતિનિધિ પણ ૧૮૫૭ના ગદરના બની–વલ્લભભાઈને જન્મ દેવા નહિ આવ્યા હોય?

ઝવેરભાઈને ત્યાં પુત્ર શું ઉત્પન્ન થયો, વલ્લભભાઈના રૂપમાં એક આફત ઉત્પન્ન થઈ. જે જે વલ્લભભાઇના સમાગમમાં આવ્યા તેમણે એક જ વાત કહી–આવો માણસ અમે નથી જોયો!

## આવો મહાપુરુષ!

[૧]

બચપણથી જ સરદાર સાહસી હતા. ઘર છોડવામાં તેમને કદી હિચક ન થતી. વડોદરામાં જ્યારે વલ્લભભાઈ અંગ્રેજી ભણવા ગયા ત્યારે તેમણે કલાસમાં સંસ્કૃત છોડી ગૂજરાતી લીધું. ભારે ગુન્હો થઈ ગયો! કોઈ નરાધમ શાળામાં દેવ–વાણી છોડી દે? ગૂજરાતી–કક્ષાના માસ્તર સાહેબ વલ્લભભાઈને કહે: 'પધારો મહાપુરુષ!' તેર–ચૌદ વર્ષનો બાળક શું જવાબ દે? ચર્ચા આ પ્રમાણે થઈ:—

'ક્યાંથી પધાર્યા?' માસ્તરે કહ્યું.

વલ્લભભાઈએ ધૈર્ય રાખી ઉત્તર વાળ્યો: 'કરમસદથી.'

ઉપદેશના અવતાર માસ્તર બોલ્યા: 'સંસ્કૃત છોડી ગૂજરાતી લેવું છે? તને ખબર છે કે સંસ્કૃત વગર ગૂજરાતી ન શોભે?'

બાલક વલ્લભભાઇએ કહ્યુંઃ 'પણ માસ્તર સાહેબ! જો અમે બધા છોકરાઓ સંસ્કૃત ભણીએ તો આપ કોને ભણાવો?'

એક નાદાન વિદ્યાર્થી પોતાની સામે જડબાતોડ જવાબ દે કે એ ગુમાની શિક્ષક કેમ સહન કરી શકે? વલ્લભભાઈને વર્ગની છેલ્લી પાટલી પર આખો દિવસ ઉભા રહેવાની સજા થઈ.

પણ માસ્તરનો ક્રોધ આટલેથી ન શમ્યો. તેમણે હુકમ આપ્યોઃ "વલ્લભ, તું પહાડો લખી લાવ!' અંગ્રેજીની ઊંચી કલાસનો વલ્લભ અને ગૂજરાતીની પહેલી કલાસના પહાડો લખવાની સજા!

પણ શિષ્ય, શિક્ષક કરતાં ઓછો માથાફરેલ નહોતો. તેમણે માસ્તરની આજ્ઞાને કાન જ ન આપ્યા. માસ્તરે ત્રીસ વખત પહાડો લખવા આપ્યા; વલ્લભભાઈએ મૂર્ખ માસ્તરની સાન ઠેકાણે લાવવા એક ગમ્મત કરી. ગૂજરાતીમાં 'પહાડો' ના અપભ્રંશ તરીકે 'પાડો' શબ્દ બોલાય છે. એક દિવસ ગુરુજીએ પૂછ્યું, 'અલ્યા તું પાડો કરી લાવ્યો?' મસ્ત વલ્લભભાઈએ ભયને દેશવટો દઈ નિર્ભયપણે કહ્યુંઃ 'પાડો તો લાવ્યો હતો; પણ સ્કૂલના દરવાજા પર તેમાંથી બે ભડકી પડયા અને તેમને દેખી બધાય ભાગી ગયા.'

માસ્તર ચીઢાઈ પડયા અને વલ્લભને દંડ દેવા હેડ માસ્તરની પાસે મોકલ્યા, તેમની ગુસ્તાખી પર આ સર્ટિફિકેટ દઈ—

મેં આવો શિષ્ય નથી જોયો!—

હેડમાસ્તરે વલ્લભભાઈને છોડી મૂકયા અને અધ્યાપકને બુદ્ધિ-હીન દંડ દેવાની મનાઈ કરી. એ હેડમાસ્તર હજી પણ હયાત છે. આજ પણ તેમનો એ જ મત છે કે—

"મેં આવો છોકરો નથી જોયો."

[૨]

એક વખત વલ્લભભાઈને કુક્ષિમા ફોલ્લો થયો. ગામડામાં રહેવાવાળાઓની દવા! એક ઉંટવૈદ્યે દવા બતાવી—લોઢાને ગરમ કરી ફોલ્લા પર ચાંપી દો. બાળક વલ્લભ તૈયાર થઈ ગયો. લોઢું ગરમ થયું. ફોલ્લા પર ચાંપનારે હાથમાં લીધું. સુકોમળ, સુકુમાર, બાળક પર આ ક્રૂર પ્રયોગ ચલાવતાં તેનો જીવ ન ચાલ્યો. વલ્લભ છંછેડાઈ ઉઠયો, 'બોલ, શું દેખી રહ્યો છે?' 'ભાઈ, લોઢું ઠંડુ પડે છે.' 'લાવ, તારી જીગર ન ચાલતી હોય તો મારી પાસે લાવ; હું જાતે જ ચાંપી દઉં.' માણસ દંગ થઇ ગયો, તેના મ્હોંમાંથી શબ્દો સરી પડયા—

"મેં આવો બાળક નથી જોયો."

કોણ કહી શકે છે કે નિર્ભીક પિતા અને દૃઢ-ચિત્ત માતાની દ્વારા વલ્લભને આગ્રહ, દૃઢતા અને સહન-શક્તિ બાપીકી જાગીરમાં પ્રાપ્ત નથી થયાં?

[૩]

મેટ્રિકની પરીક્ષા આપી વલ્લભભાઈ વિલાયતના દેવતા બનવા લલચાયા—બેરિસ્ટર બનવાને દસ હજાર રૂપિયા ક્યાંથી

આવે ? આખરે જિલ્લાની વકીલાત પરીક્ષા પાસ કરી રૂપિયા કમાયા અને વિલાયત જવાનો પાસપોર્ટ મંગાવ્યો. પાસપોર્ટ હતો વી. જે. પટેલના નામનો, અને વી. જે. પટેલ બન્ને ભાઈનું નામ હતું. સરદારનું નામ વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ અને ઍસેમ્બલીના ભૂત પૂર્વ સભાપતિ, સરદારના મોટાભાઇનું નામ છે વિઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલ, યાને બન્ને વી. જે. પટેલ. વલ્લભભાઈના પાસપોર્ટ પર મોટાભાઈ લલચાઈ પડ્યા. વલ્લભભાઇએ ચૂપચાપ પાસપોર્ટ મોટાભાઈને સોંપી દીધો અને ત્રણવર્ષ સુધી ઘરનો બોજો સંભાળી લેવા ખુશી બતાવી.

[૪]

ત્રણ સાલ બાદ વલ્લભભાઈ મોટી ઉમ્મરે વિલાયત ગયા. જ્યાં તેઓ રહેતા હતા ત્યાંથી તેમની શાળા 'મિડલ ટૅમ્પલ' અગીઆર માઇલ દૂર હતી. ત્યાં તેઓ દરરોજ ચાલતા જતા અને ચાલતા આવતા. 'ટેમ્પલ'ના પુસ્તકાલયમાંથી તેઓ ત્યારેજ ઉઠતા જ્યારે દરવાન આવી તેમને ખબર આપતો કે—હવે વાંચવું બંધ કરો; બધા લોકો ગયા; પુસ્તકાલય બંધ થાય છે. આધેડ વયના વલ્લભભાઇના પઢવાનો શ્રમ ૧૭ કલાક ચાલતો. તેઓ કદીક રોટી અને ચા લઈ આખો દિવસ ભણવામાં ગાળતા. આખરની પરીક્ષાનો દિવસ આવ્યો. બેરિસ્ટરીમાં સમસ્ત વિદ્યાર્થીઓમાં તેમનો નમ્બર પહેલી શ્રેણીમાં પહેલો આવ્યો. તેમના ઉત્તર-પત્રો જોઈ એક પરીક્ષકે તેમને પાસે બોલાવી તે વખતના મુંબઈના ચીફ જસ્ટીસ, મિ. સ્કોટના નામ પર એક પત્ર લખી

આપ્યો અને ભલામણ કરી કે—આવી વ્યક્તિને ન્યાય-વિભાગની ઊંચી જગા મળવી જોઈએ. પણ વલ્લભભાઈ ન્યાય-વિભાગની ઊંચી નોકરી કરે? તો તેમના શરીરમાં રહેવાવાળા, તેમના ગદરમાં સામેલ થવાવાળા, પણ ભગવદ્-ભક્ત પિતાનું લોહીનું શું?

× × ×

## વલ્લભભાઈમાં લોકમાન્યત્વ અધિક છે

વલ્લભભાઈની અત્યારની કારકિર્દી તેમના રાજદ્વારી ક્ષેત્રમાં મનાયલા ગુરુને આભારી છે. તેઓ ગાંધીજીના સાચા શિષ્ય છે અને તેમની આજ્ઞા તેમને (વલ્લભભાઈને) પ્રભુની વાણી સમાન છે. મહાત્માજીના સિદ્ધાન્તોમાં તેમનો એટલો બધો યકિન છે કે તેમના શબ્દનું ઉથાપન કરવું તેમના માટે મૂશ્કેલ છે. વલ્લભભાઈ મહાત્માજીના અહિંસાના સિદ્ધાન્તમાં જેટલું માને છે, તેટલું જ હિંસામાં માને છે. વખત આવે તો તેઓ રાષબિહારી બોઝ અને શૈલેન્દ્ર જેટલા જ વિપ્લવ-વાદી થઈ શકે. તેમની વાણી ભકત—દત્તના બૉમ્બ કરતાં જરા પણ ઓછી નથી. તેઓ મહાત્માજીની 'શઠં પ્રતિ સત્યં' ના કરતાં 'શઠં પ્રતિ શાઠ્યં'માં વધારે માનનારા છે. આ બધી બાબતો વિચારતાં સરદારમાં લોકમાન્યની કઈ વાતોનો અભાવ છે? વલ્લભભાઈમાં લોકમાન્યની અગાધ વિદ્વતા નથી, અઠંગ શાસ્ત્રજ્ઞાન નથી, પણ દેશના માટે પરિ-શ્રમ કરવાની અને સાહસને અતિરેક સુધી લઈ જવાની તૈયારી તો લોકોને લોકમાન્યનું જ સ્મરણ કરાવે છે. લોક-માન્યને પોતાની મહત્તાનું સ્મરણ ન્હોતું રહેતું, તેઓ પોતાના

વિષયમાં બહુ જ થોડું બોલતા અને લખતા—વલ્લભભાઈનું આ વિષયનું મૌન-વ્રત પણ અનોખું છે. લોકમાન્ય જેવા ઉપરથી ઘમંડી, બેદરકાર અને આકર્ષણરહિત લગતા, તેવા અંતરથી અત્યંત નિરભિમાન, સરળ અને કોમળ હતા—વલ્લભભાઈમાં આ ગુણ ઓત-પ્રોત ભર્યો છે. લોકમાન્ય જેવા ઉપરથી અટપટા અને અભેદ્ય, અને હૃદયથી સાફ હતા, એટલા જ તેઓ સીધા, ખુલ્લાં અને મમતા ઉત્પન્ન કરે એવા હતા. મહાત્માજીમાં વિશ્વ-વિમોહિની સાધુતા નિવાસ કરે છે; વલ્લભભાઈમાં દિગંતને હલાવનારાવાળી વીરતા નજરે પડે છે.

એક વાર વકીલોમાં સત્યાગ્રહાશ્રમની ચર્ચા કરવા મહાત્માગાંધી અમદાવાદના વકીલોની ગૂજરાત-કલબમાં ગયા. એ દિવસોમાં વલ્લભભાઈ શું કરતા હતા, કેવા રહેતા હતા? તેમના જ શબ્દોમાં સાંભળીએ;—"ભાઈ મોતીલાલનું કહેવું સત્ય છે કે હું દુર્ગાપૂજાના દિવસ સહેલ-સપાટા અને આનંદ-વિનોદોમાં ગુજારતો. એ દિવસોમાં હું માનતો કે આ અભાગી દેશના લોકોને માટે એ આવશ્યક છે કે તેઓ વિદેશીઓનું અનુકરણ કરે, હું નિશાળમાં જે કાંઇ ભણતો તેના સાર રૂપે મારી માન્યતા બંધાઇ ગઇ હતી, કે આપણા દેશ-વાસીઓ હલકા અને ના સમજ છે: અને આપણા ઉપર રાજ્ય કરનાર વિદેશીઓ, આપણા હિત-ચિંતક, અને ઉદ્ધાર કર્ત્તા અને ઉચ્ચ જીવનના લોક છે. આપણા દેશ-વાસીઓ તો કેવળ ગુલામ જ રહેવા યોગ્ય છે. આ તાલીમનું ઝેર આજ સારા દેશને પીવડાવવામાં આવે છે. હું તો બચપણથી જ આ વાતને માટે બેચેન હતો કે જે લોકો સાત હજાર

માઇલ દૂરથી આપણા દેશમાં રાજ્ય કરવા આવ્યા હતા, તેમના દેશને જઈ દેખું." પણ આ ગુલામીનું ઝેર તો તે વિદ્યાર્થીઓ અને વ્યક્તિઓ પર ટકી શકે, જેઓ પોતાના દેશ અને પૂર્વ-ગૌરવને ભૂલી ગયા છે; અને જેમના હાથ-પગ, જેમનું મન અને જેમની સ્ફૂર્તિ, તેમને ગુલામીના વજનદાર પત્થર નીચેથી નીકળી પોતાનો પુરુષાર્થ સાબીત કરવા દેતી નથી. શાળાના પુસ્તકો-દ્વારા પ્રત્યક્ષ અને પરોક્ષ રૂપે પાયેલા અંગ્રેજ પ્રશંસા અને ભારત-નિન્દાના વિષની અસર વલ્લભભાઈ જેવા વીર આત્મામાં કેવી રીતે ટકે ?

વલ્લભભાઈ સ્વરાજ્યથી ઓછા કોઇપણ સરકારી સુધારાને સમજવા અસમર્થ છે. તેઓ કિસાનોની સમાજમાં કહે છે—સરકારદ્વારા પ્રાપ્ત થયેલો અધિકાર તો કોટડીમાં ઉગાડેલું ઝાડ છે. જો મોટું ઝાડ ઉછેરવું હોય તો બહાર ખુલ્લી જમીનમાં ઉગાડવું પડશે. વલ્લભભાઈ સરકારનાં મીઠી મધ. લાળ જેવાં વચનોમાં ફસાય તેવા નથી. બીજા વિનિત આગેવાનોની જેમ તેઓ સીમલાના સંતની ડુગડુગી પ્રમાણે નાચે એવા નથી. તેમની 'સરકાર' શબ્દની વ્યાખ્યા આ છે-સરકાર એટલે કોણ ? કલેક્ટર ? તહસીલદાર ? પોલીસ-ઇન્સપેકટર ? યા ગામનો પટવારી ? આ બધાં મળીને તો સરકાર બની છે; તેને ક્યાં જઈ શોધે ? સરકાર કોઈ વ્યક્તિનું નામ છે ? આપણે કોને સરકાર માનીએ ? આપણે તો આપણી જ મૂર્ખતાથી કોઈ એકને સરકાર માનીએ છીએ. તમે ચોરી નથી કરી, તમે ડાકૂ નથી, તમે કોઇનાં શિર નથી ફોડયાં, તો પછી કાં ડરો ?

જે દિવસોમાં વલ્લભભાઈ બારડોલી-સત્યાગ્રહ ચલાવી

રહ્યા હતા, એ દિવસોનાં તેમનાં ભાષણોમાં તેઓ એવી ભાષા, એવી ઉપમાઓનો પ્રયોગ કરતા હતા, કે જે સૂચિત કરતી હતી કે એ માણસ કિસાનોના હૃદય-સિંહાસનનો બેતાજ બાદશાહ બની ચૂકયો છે. તેમની તણખા-વેરતી ભાષાનો નમુનો આ રહ્યોઃ સરકારના અત્યાચારો પર લોકોને શાંતિ જાળવવાનો ઉપદેશ આપતા તેઓ કહે છે-" શત્રુનું લોઢું ગરમ ભલે થાય, પણ આપણો હથોડો તો ઠંડો જ રહી કામ કરી શકશે." લોકોને દુઃખ સહન કરવાની તાલીમ આપતા તેઓ બોલે છેઃ "ખેડૂત બની એ વાત ભૂલવી ન જોઈએ કે વૈશાખ જેઠની ભયંકર ગરમી વિના અષાડ-શ્રાવણનો વરસાદ ન જ વર્ષે." કિસાનને વલ્લભભાઈ કેવા રૂપમાં જુએ છે તેનું ઉદાહરણ આ રહ્યુંઃ " કોઈને પણ એમ ન કહેવા દેતા કે બીચારા બારડોલીના ખેડૂતોનું શું થશે ? ખેડૂત મોતથી નથી ડરતો; બરબાદીથી પણ નથી બ્હીતો. જ્યારે એવા નિડર ખેડૂઓ દેશમાં પાકશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે. જે દિવસોમાં આપણે આપણી નજરે જોઈ રહ્યા છીએ કે જગતના રાજ-કાજમાં કિસાન ખાસ ભાગ લઈ રહ્યો છે, તે દિવસોમાં ભારતના કિસાનને તો ઈન્સાફ પણ નથી મળતો. જો ખેડૂત આટલો ગરીબ રહે તો પછી એ સંસારમાં જ ન રહે તો શું ખોટું છે ?"

કિસાન અને તેનો સહાયક કામદાર, એ જગતની મહાન શક્તિઓ છે. તેઓ કોઈ શાસનની ઠોકરો કાં ઝીલે ! ખેડૂતોને બલિના માટે આમંત્રિત કરતાં વલ્લભભાઈ કેવા મઝેના શબ્દો બોલે છેઃ—"મરવા-મારવાની તાલીમ સિપાઈ-

ઓને દેવામાં સરકારને ૭ મહિના લાગે છે. આપણે તો ફક્ત મરવાનું જ શીખવાનું છે; એમાં ત્રણ મહિના પણ કેમ લાગવા જોઈએ ?" વલ્લભભાઈ એક અચ્છા સાહિત્યકાર હોવા છતાં તેમની ભાષામાં સાક્ષરોનો ઘમંડ નથી, પણ અંતરને સ્પર્શે એવી કાતીલતા છે. વિદ્વાનો વિષેની તેમની વ્યાખ્યા જાણવા જેવી છે—"વિદ્વાન એ જ કે જે સાદી ભાષાને અટપટી અને કઢંગી બનાવી દે છે." પ્રજાના જીવનમાં ઓતપ્રોત થઈ જનાર લોકોના માટે આ પરિભાષા મૂલમંત્ર છે. સ્વરાજ્ય સ્થાપિત કરવાના વિષયમાં વલ્લભભાઈનો વિશ્વાસ તેમના વિદ્યાર્થીઓ સમક્ષ આવેલા એક ભાષણના આ કથનમાં જોઈએ–"અરે, શું સાપને પોતાની કાંચળી ઉતારી ફેંકી દેવામાં દુઃખ થાય છે ? યા કાંઇ મહેનત પડે છે ? એ પ્રમાણે આપણે પણ એક દિવસ પરાયા શાસનની કાંચળી ઉતારી દેશું. એમાં શ્રમ અને કષ્ટ શાનાં ?"

## મહાત્માજી અને વલ્લભભાઈ

### [ વિભિન્નતાઓ ]

સત્યની ઉપાસનામાં મહાત્માજી પોતાના જીવનની ન્હાનામાં ન્હાની વાત ખુલ્લી કરી દે છે, પણ વલ્લભભાઈ તેમના જીવન પ્રતિ મૌન રહે છે. ૧૯૨૦–૨૧માં મૌલાના શૌકતઅલીએ એકવાર કહ્યું હતું—વલ્લભભાઈ બરફથી ઢંકાયલા જ્વાળામુખી છે. શત્રુ અને મિત્ર કોઈ પણ તેમના નિશ્ચિત કાર્યક્રમ, ક્રિયાત્મક થતા પહેલાં નથી જાણી શકતો. મહાત્માજી ન્હાનામાં ન્હાના આદમીને કુતૂહલ સુધી જવાબ

દે છે. વલ્લભભાઈને સવાલ પૂછવાનું સાહસ કોક જ કરી શકે છે. તેમના વિષયમાં તો ફક્ત એટલુંજ કહેવાય છે કે-તેઓ જવાબ સદૈવ પોતાના વિરોધીને જ દે છે. મહાત્માજી જીવનની આત્મ-કથા લખી શકે છે, પણ વલ્લભભાઈ આત્મ-ચર્ચા કદી કરતા જ નથી. મહાત્માજીનો સંયમ અને એમનું તપ મહાન પ્રયત્નોની સિદ્ધિ છે. વીર વલ્લભભાઈનો સંન્યાસ એક દિવસ પ્રભાતમાં ઊઠી કરેલો, પણ સદૈવ ટકવાવાળો સિપાહીનો પ્રાણ છે. મહાત્માજી સાધક, સુધારક અને શિક્ષક છે. તેઓ જગતની વૃત્તિને આત્મમય બનાવવા પ્રયત્નશીલ અને નિસ્સીમ આત્મશુદ્ધિના સાધક તથા સુધારામાં અધીરતાના પથથી બચી રહેવાવાળા વિશ્વના વિરલા શિક્ષક છે. વલ્લભભાઈ નથી સુધારક, નથી સાધક કે નથી શિક્ષક. એ યોદ્ધા છે, સેનાની છે, સિપાહીસાલાર છે. મહાત્માજી જીવનની પ્રત્યેક મિનિટોનો હિસાબ ચૂકાવે અને સમયને વ્યર્થ ખર્ચવામાં પાપ માને છે. વલ્લભભાઈ કલાકોના કલાકો સુધી પોતાના સિપાહીઓ સાથે વાતો કરવામાં વિતાવે છે. જાણે એ વાતોમાં વલ્લભભાઈ પોતાની પ્રાપ્ત વસ્તુને ગિરફતાર કરી લે છે. જે વખતે તેઓ વાતોમાં ખડખડ હસે છે, એ વખતે તેમની આંખો કોઈ સંગ્રામ મન્ત્રની રચના કરતી દેખાય છે, ગાંધીજીને પોતાના કર્તવ્ય પર ધ્યાન રાખવું પડે છે કે તેમનું ગલત અનુકરણ ન થાય. વલ્લભભાઈ કેવળ પોતાના ઝંડા નીચે આવવાવાળાની ગણતી કરે છે. મહાત્માજી વિશ્વોદ્ધારને માટે આશ્રમની સ્થાપના કરે છે અને પોતાના શિષ્યોના અપરાધો માટે સ્વયં ઉપવાસ અને પ્રાયશ્ચિત કરે છે. વલ્લભભાઈ

પોતાની સેનાનો કોઈ સિપાઈ ખરાબ નીકળે તો તેને રૂખસદ આપી બીજો શોધી લે છે. મહાત્માજી બાળક, મૂર્ખ અને શત્રુ પાસેથી પણ ગુણ શીખવા પ્રસ્તુત છે; પણ વલ્લભ-ભાઈ ઉપરના ત્રણેનું મૂલ્ય વિશ્વના બજાર-દરથી અધિક નથી લેખતા. વલ્લભભાઈ જેમ એક સિપાહીસાલારથી કમ નથી. તેમ સિપાહીસાલારથી કાંઈ વધારે પણ નથી; વધારે હોવું પણ ચાહતા નથી. મહાત્માજીની મહાન ક્ષમામાં આત્મ-નિરીક્ષણ અને આત્મ-ચિંતન હોવું જ જોઈએ. વલ્લભ-ભાઈની ક્ષમા વીરોચિત ક્ષમા છે; તેમાં પોતાના યોદ્ધાની સો ભૂલો માફ છે-વલ્લભભાઈના શબ્દોથીજ આપણે તેમને બાંધી લઈએ તો આ પ્રમાણેઃ— "મને લડતાં આવડે છે. લડતાં-લડતાં જે સંકટો આવે તેને વધાવી લેવા તૈયાર છું. કાયદાની માથાફોડ મને નથી ગમતી. ઢીલી ચર્ચાઓમાં મારો જીવ નથી ચોંટતો. એવી આકર્મણ્ય ચર્ચાઓમાં તો કેટલીકવાર હું ગૂંચવણમાં પડી જાઉં છું." મતલબ એ છે કે વલ્લભભાઈ સિપાહીસાલાર છે. તેમણે ગાંધીજીને નેતા તરીકે સ્વીકાર્યા, અને જેમને મહાત્માજીના જેલમાંથી છૂટયા બાદની ઑલ-ઇંડિયા કૉંગ્રેસ કમિટિની બેઠકનું સ્મરણ હશે તેઓ જાણતા હશે કે વલ્લભભાઈ સિવાય બધા કાર્ય-કર્તાઓએ મહાત્માજીના પ્રસ્તાવનું સમર્થન કર્યું. વલ્લભ-ભાઈનું મૌન ગજબ છે. પરિષદો અને કૉંગ્રેસમાં નેતૃત્વ અને ભાષણો આપવામાં લોકોને આનંદ થાય છે. વલ્લભ-ભાઈ બોલવાથી ગભરાય છે; તેઓ ક્રિયા-રહિત વાણીને પોતાની ખામી સમજે છે અને વાણી રહિત ક્રિયાને પોતાના ત્યાગનો અનંત શૃંગાર સમજે છે. બારડોલી-સંગ્રામમાં

સરકારે વલ્લભભાઈની સંગઠન–શક્તિ આગળ મસ્તક ઝૂકાવ્યું. સરદારની આજ્ઞા સિવાય કોઇપણ વસ્તુ સરકારી અમલદારને મળતી નહોતી. વલ્લભભાઈની વ્યૂહ–રચના જોઇ 'બોરીબંદરનાં ડોશીમા' 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' એ તેમને લેનિનની–રશીયામાં ઝારના તખ્તને ઉખેડી કિસાન–રાજ્ય સ્થાપિત કરનાર લેનિનની–ઉપમા આપી હતી.

વલ્લભભાઈ ખેડા, નાગપુર, બોરસદ અને બારડોલીની સત્યાગ્રહ–લડતો સફળતાપૂર્વક લડી ચૂકયા છે. એ લડતો વખતે આપેલાં ભાષણો આજ પણ આપણાં ચેતનહીન હૃદયોમાં પ્રબળતાનાં પૂર રેલાવે છે. તેમાંથી થોડી ચિનગારીઓ લઈએ: (૧) "સરકાર કદી એમ સમજતી હશે કે મારી પાંખો કાપી નાંખવાથી હું પાંખ–વિહીન બની જઇશ, પણ તે ભૂલે છે. હું તેને ખાતરી આપું છું કે વર્ષાઋતુમાં જેમ દરરોજ ઘાસ ફૂટી નીકળે છે તેમ દરરોજ મારે નવી પાંખો આવતી રહેશે." (૨) "જંગલમાં રહેવાનો ડર શો ? જંગલમાં તો સિંહ અને વાઘ રહે છે. આસમાનની સાથે વાતો કરતાં જીવનને–જોખમના તાડ પર ચઢાવનારને–સરકારનો શો ભય હોય?" (૩) "સરકારમાં રાવણની શક્તિ ભલે હોય, પણ એ તો તેણે ન ભૂલવું જોઈએ કે રાવણની એ મહાન સત્તા બાર વર્ષ સુધી એક શસ્ત્રહિન અબળા (સીતા) ને વશ ન કરી શકી. બારડોલીમાં તો સીતા નથી, પણ ત્યાં તો ૮૦ હજાર કિસાનોની પ્રતિજ્ઞા તોડવાનું કામ છે."

વલ્લભભાઈના જીવનમાં એકરસ થવાની જેને લાલચ હોય તેના માટે આ લેખને વધારવો બેકાર છે. તેણે તો

મહાત્માજીના સન્દેશ-વાહક-વાઇસરૉય પાસે મહાત્માજીનો પત્ર લઈ જનાર-શ્રી રેનોલ્ડના મર્હૂમ પંડિત મોતીલાલજીને કહેલા શબ્દોમાંથી સાર ખેંચવો જોઈએ. મહાત્માજીનો પત્ર આપી દિલ્હીથી ઉપડતાં શ્રી. રેનાલ્ડે કહ્યું હતું: "પંડિતજી! હું, તમે અને પં૦ જવાહરલાલજી, હવે તો વલ્લભભાઈની સાથે કોઈ જેલમાં જ મળીશું."

# સેન્ટ નિહાલસિંહ

ઇંગ્લૅંડથી એક માસિક પત્ર નીકળે છે. એનું નામ છે 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ' એ બહુ મશહૂર માસિક છે. એના સંપાદક છે–મિસ્ટર ડબલ્યૂ. ટી. સ્ટીડ. તેમની ગણુતિ ઇંગ્લૅંડના પ્રતિષ્ઠિત પુરુષોમાં છે. તેઓ પણ વિખ્યાત છે અને તેમનું પત્ર પણ સુવિખ્યાત છે. ચાળીસ વર્ષથી તેઓ પત્ર–સંપાદન અને લેખન–કાર્યનું કામ કરે છે. તેમણે પોતાના પત્રમાં વિલાયતનાં જુદાં જુદાં સમાચારપત્રોના લેખકો અને સંપાદકોના નામનો ઉલ્લેખ કરી તે બધાની પ્રસિદ્ધિના વિષયમાં પોતાની સમ્મતિ પ્રકટ કરી છે. વાચકોને જાણી આશ્ચર્ય ઉપજશે કે, આ બુઝર્ગ સંપાદકની નઝરમાં સેંટ નિહાલસિંહનું સ્થાન બહુ ઊંચુ છે. સમાચાર પત્ર–લેખન–કૌશલ્યમાં સિંહ મહાશય બહુ પ્રવિણુ છે. સ્ટીડ સાહેબની હાયમાં સેન્ટ નિહાલસિંહ વિધાતાની સૃષ્ટિમાં એક અદ્ભુત પુરુષ છે. એ અદ્ભુત પુરુષ, ભાગ્યે અથવા કમભાગ્યે, ભારતવાસી છે.

નિહાલસિંહનું જન્મસ્થાન રાવલપિન્ડી છે. આજથી પચાસેક વર્ષ પહેલાં તેમણે એક શિખ ગૃહસ્થના ઘરમાં જન્મ લીધો. બચપણથી જ તેઓને એક જાતનું વ્યસન

પડી ગયેલું—અને તે વિદ્યાનું. પાઠશાળામાં તેઓ સાહિત્ય, ઇતિહાસ, સમ્પતિશાસ્ત્ર અને તત્વજ્ઞાન સંબંધી—પુસ્તકો બહુ વિચાર પૂર્વક વાંચતા. તેમને વાંચ્યા ઉપર બહુ જ પ્રેમ હતો. કવિતામાં પણ તેમને ખૂબ રસ પડતો. પણ આજના વિદ્યાર્થીઓના મોટા ભાગને જેમ ગણિતનો વિષય ગભરાવે છે તેમ તેઓ એ ગોઝારા વિષયથી બહુ મૂંઝાતા—તેમને તે તરફ ખાસ અરુચિ હતી. જે પુસ્તકનું તેઓ અધ્યયન કરતા—જે પુસ્તકને તેઓ દેખતા—તેમાં તન્મય થઈ જતા. જ્ઞાન—સંપાદનનો તેમને બાલપણથી જ બેહદ ચસ્કો હતો. વિદ્યાર્થી અવસ્થાથી જ તેમના હૃદયમાં કોઈ મહાન કાર્ય કરવાની મહેચ્છા રમતી હતી. પણ, ફક્ત પુસ્તક—પાઠથી વિશેષ જ્ઞાનાર્જન હોવું તેમને અસંભવિત લાગ્યું. પુસ્તકોમાં વર્ણન કરેલી વાતોને પ્રત્યક્ષ દેખવાની ઇચ્છા તેમના હૃદયમાં ઉદ્‌ભૂત થઈ. દિવાસળીના કારખાનાનું વર્ણન વાંચી એ વિષયનું પૂરેપુરું જ્ઞાન નથી થઈ શકતું. નિયાગરાના ધોધનું શાબ્દિક ચિત્ર દેખી તેનું યથાર્થ રૂપ ધ્યાનમાં નથી આવતું. ચીન, જાપાન અને અમેરિકા આદિનાં અદ્‌ભૂત દશ્ય, કારખાનાં, રાજવ્યવસ્થા ઈત્યાદિ વાતો પ્રત્યક્ષ દેખવાથી જ સમજમાં ઉતરી શકે. આપણા દેશના ભિન્ન ભિન્ન પ્રાન્તોની દુર્વ્યવસ્થા યા સુવ્યવસ્થા દેખવાથી જ માલુમ થાયઃ વાંચવાથી નાહિ. એ વાતોને સ્વયં દેખવાને માટે દેશપર્યટન કરવું જોઈએ. પણ, જેના ખિસ્સામાં બે—ચાર આનાથી વધારે રકમ પડી ન હોય તે દૂર—દેશાન્તરમાં ભટકવાની ખ્વાહિશ કેમ રાખી શકે? પરન્તુ, નિહાલસિંહ ધનાભાવના કારણે ચૂપ બેસી રહે તેવો યુવક ન્હોતો. તેણે પોતાના

ઇચ્છાપૂર્તિના માર્ગની મૂશ્કેલીઓની કંઇ પણ પરવા ન કરતાં એક દિવસ ચૂપચાપ ઘર છોડી દીધું.

નિહાલસિંહના આમ ભાગી જવાથી તેમના પિતાને બહુ દુઃખ થયું. તેમણે તેમની બહુ ખોજ કરી પણ પુત્રનો ભેટો થઇ શકયો નહિ. એક દિવસ એક અંગ્રેજી અખબારમાં તેમણે એક લેખ વાંચ્યો. તેની ઢબ અને શૈલી ઉપરથી તેમને લાગ્યું કે આ લેખ જરૂર નિહાલનો જ હોવો જોઈએ. તેથી તેમણે એ પત્રના તંત્રીને કાગળ લખી તે લેખની અસલ નકલ મંગાવી. અસલ લખાણ જોતાં તેમની શંકાને ટેકો મળ્યો; એ લેખ નિહાલસિંહનો લખેલો હતો. પિતાને પુત્રનો પત્તો પણ એમાં મળ્યો. એ કયાં છે અને શું કરે છે, એ બધી વાત પિતાને ધીરે ધીરે માલુમ પડી. જેને પરમેશ્વર વિલક્ષણતા દે છે–જેનામાં પ્રતિભા યા અદ્‌ભુત બુદ્ધિનો વિકાસ કરે છે–તેની લગભગ બધી વાતો વિલક્ષણ હોય છે. નિહાલસિંહે ઘેરથી ચૂપચાપ ચાલી ગયા પછી પોતાની કુશળતાની ખબર પણ ઘેરે ન મોકલાવી. એ તેમની વિલક્ષણતા બતાવી આપે છે. અનોખા આદમીઓની વાતો અનોખી જ હોય છે. જે વાતોને સાધારણ જનતા બહુ આવશ્યક સમજે છે, તેને અસાધારણ વ્યકિતઓ બહુ તુચ્છ દૃષ્ટિથી દેખે છે. અસાધારણતાનું સ્વરૂપ પણ એવું જ હોય છે. તેનું લક્ષણ પણ વિલક્ષણ જ હોય છે.

નિહાલસિંહ જ્યારે પાઠશાળામાં હતા ત્યારથીજ તેમણે લેખો લખવાનું શરૂ કરી દીધું હતું. તે સમયે તેઓ માતૃભાષામાં જ લખતા. પણ તેમનું નામ આપતા નહોતા.

વિદેશમાં જઈ તેમણે અંગ્રેજીમાં લખવું શરુ કર્યું. પ્રથમ તેમણે બંગાળાની સફર કરી. પાસે કોડી સરખી નહોતી. પણ આંખો જોવાને હતી, કાન સાંભળવાને હતા, બુદ્ધિ વિચાર કરવા માટે હતી. એના બળથી સિહે ખાવા-પીવાની તથા વસ્ત્રો વગેરેની ગોઠવણુ કરી લીધી. દરેક પદાર્થને તેઓ તીક્ષ્ણુ બુદ્ધિથી નિહાળતા જે તેમણે જોયું તે બધાના ગુણુ પોતાના મનમાં ઉતારી લીધા. જ્યાં જ્યાં કામ મળ્યું, ત્યાં ત્યાં પોતાની બુદ્ધિના ઉપયોગથી ખર્ચ કાઢતા ગયા. ફુરસદનો વખત વિદ્યાભ્યાસ, પુસ્તકાવલોકન તથા નવી નવી વાતોનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ગાળતા. કેટલાંય વિદ્યાલયો, કેટલાંય કારખાનાં અને કેટલીય સાર્વજનિક સંસ્થાઓ જોઈ નાંખી અને ન જાણે કેટલાય વિદ્વાનો, ઉચ્ચપદાધિકારીઓ, વ્યાપારીઓ અને પ્રતિષ્ઠિત પુરુષોની મુલાકાત કરી એ બધાના સંબંધમાંથી જ્ઞાનનાં અમૃત પીધાં. બહુ વખત સુધી તેમણે આ કાર્યક્રમ જારી રાખ્યો. તેમની જીભમાં સરસ્વતીનો વાસ હતો અને કલમમાં અમૃત-રસ ઝરતો. તેથી તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં મુશીબતોના ડુંગર પીગળતા ગયા. જ્યારે તેઓ પોતાના દેશની સ્થિતિથી વાકેફ થયા, ત્યાર પછી એશીયા અને બીજા દેશોની વ્યવસ્થા જાણવાનાં ઈરાદાથી તેઓએ બંગાળાની પૂર્વમાં જેટલા એશિઆઈ મૂલકો અને બેટો છે, તે બધાની સફર ખેંચી નાખી.

ચીન અને જાપાનમાં તેઓને બહુ મૂશ્કેલીઓ સામે લડવું પડ્યું. ચીનમાં તેઓ બિમાર પણ થઈ ગયા, એ વખતે તેમના ગજવામાં કોડી સરખી પણ નહોતી. પણ

પોતાની રસઝરતી કલમની મદદ વડે તેમણે થોડા સમયમાં ગજવું ભરી દીધું. પૂર્વોક્ત દેશોમાં બહુ ઓછાં અખબારો અંગ્રેજીમાં નીકળે છે. તેમની અવસ્થા પણ સારી નથી. તથાપિ તેમણે સિંહ મહોદયના લેખોનો સારો સત્કાર કર્યો, અને તેમના શ્રમનો બદલો પણ એટલો આપ્યો કે તેમનું ખર્ચ મઝાથી ચાલવા લાગ્યું. ધીરેધીરે મિ. સિંહનું એ દેશોમાં એટલું બધું માન વધ્યું કે પ્રિન્સ ઇટોકાઉન્ટ ઓકયુમા અને એરન કાંઠા સુધી તેમની પિછાન પહોંચી ગઈ. ફકત પિછાન જ નહિ પણ એ લોકો નિહાલની સાથે મિત્ર જેવો વ્યવહાર રાખવા લાગ્યા. એક વખત જાપાનની રાજ્યધાની ટોકિઓમાં એક મિજબાની થઈ. એમાં જાપાનના કેટલાયે ઉચ્ચોચ્ચ અધિકારી અને અમિરો નિમંત્ર્યા હતા. બ્રિટિશ ગવર્નમેન્ટના પ્રધાન પ્રતિનિધિ સર કલાડ મેકડોનલ્ડ પણ એમાં હાજર હતા. એ બધા સાથે રાવલપિંડીના નિર્ધન પ્રવાસી, અલ્પવયસ્ક, સેન્ટ નિહાલસિંહને પણ એક ટેબલ પર બેસી ભોજન કરવાનું ભાગ્ય પ્રાપ્ત થયું. જેણે આ સમાચાર સાંભળ્યા તેમણે હાથના પોંચા કરડ્યા. જેનું દર્શન દુર્લભ તેની સાથે બેસી ભોજન કરવું! રસવતી વાણી, અનુપમ વક્તૃત્વ શક્તિ અને અદ્‌ભુત લેખન—ચાતુર્ય શું નથી કરી શકતાં?

૧૯૦૬ના ઑગસ્ટમાં સૅન્ટ નિહાલસિંહ અમેરિકા પહોંચ્યા. ન હતું તેમની પાસે ધન, ન્હોતો વૈભવ, કોઇપણ તરેહનો અધિકાર ન્હોતો અને ન્હોતી કોઇની સિફારશ! શું હતું? વાણી, પ્રયત્ન, પરિશ્રમ, અને લેખન-ચાતુર્ય. તેમના ઉચ્ચ ગુણોથી ત્યાં પણ તેઓ ન્યાલ થઇ ગયા. સર્વત્ર તેમના પર

માનનાં વર્ષણુ થવા લાગ્યાં. તેમનાં વ્યાખ્યાનો લોકો એક જાતના મોહથી સાંભળતાં, તેમના લેખો ઉત્સુકતાથી પઢતા, તેમની મૈત્રિ–સંપાદન કરવા લોકો આનંદથી તેમને ભેટતા. તેમનાં ભાષણોમાં મોહ ઉત્પન્ન કરવાનો પ્રભાવ હતો, ચાતુર્ય હતું, જબાનની રસમયતા હતી. તેમની કલમમાં જાદૂ હતું, સચોટતા હતી, એકાગ્રતાનાં વ્હેણુ વહેતાં હતાં.

એ સમયે કેનેડા–વાસી હિન્દુસ્તાનીઓ ત્યાંના ગોરા દૈવોની ભિષણુ ચક્કીમાં મૂંગે મોંઢે પિસાતા. ગોરી ચામડી-વાળા રહેવાસીઓના અત્યાચારો સામે ઝૂઝવા, કાળા હિંદી-ઓમાં તાકાત ન્હોતી; તેમનો આત્મા દબાઇ ગયો હતો. જહાજમાંથી કિનારે પગ મૂકતાં, ત્યાં રહેતાં અને મહેનત મજૂરી કરતાં-તેમને સેંકડો વિઘ્નોનો સામનો કરવો પડતો. નિહાલસિંહને આ અસહ્ય લાગ્યું. તેઓ પોતાના ખર્ચથી ઓટાવા ગયા અને પ્રકૃત વિષયની ચર્ચાનો આરંભ કરી દીધો. વિજ્ઞતાપૂર્ણુ લેખો પ્રસિદ્ધ પત્રોમાં છપાવવા શરુ કર્યા. સરકારી અફસરોને મળી પ્રવાસી ભારતવાસીઓ તરફ વકીલાત કરવા માંડી. આનું ફળ પણ અચ્છું આવ્યું. કેનેડા–વાસી હિન્દીઓનાં દુઃખ ઓછાં થયાં.

કેનેડામાં પણ, જાપાનની તરહ, સેન્ટ નિહાલસિંહને મોટા આદમિયો અને ઉચ્ચ પદસ્થ અધિકારીઓની સાથે બેસવા–ઉઠવાનું અને ખાવા–પીવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. કેનેડાના ગવર્નર જનરલ, અર્લગ્રેની સાથે પણુ તેમણે જલ-પાન કર્યું. અહીં, અર્લગ્રેની આગળ અને કોઇ દિવસ પાછળથી સેન્ટ નિહાલસિંહને વ્યાખ્યાન દેવાની પ્રતિજ્ઞા પ્રાપ્ત

થઈ. નિહાલસિંહ ફકત સમાચારપત્ર-લેખક હતા. ન્હોતો તેમની પાસે કાંઈ વૈભવ, ન્હોતું ઐશ્વર્ય, પરંતુ તેમના લેખોમાં એવી મીઠાસ ભરી હતી કે વાચક તેમના પર શ્રદ્ધા રાખતા. ત્યાંના લેખકો અને પત્ર-સંપાદકોની આંખમાં સેન્ટ મહાશય કણાની જેમ ખૂંચ્યા. એક પરદેશી, અને તે યે ગુલામ ભારતવાસી પોતાના દેશમાં આટલું માનપાન ખાટી જાય એ તેમને વસમું લાગ્યું. તેઓ નિહાલસિંહની ઇર્ષ્યા કરવા લાગ્યા. ગવર્નર જનરલને તેને બરાબર સન્માન આપતા દેખી એક પત્રના તંત્રીએ લખેલું—"વિભિન્ન વર્ણ અને આકાર-પ્રકાર સિવાય નિહાલસિંહમાં એવી કોઇપણ ઉત્તમ વસ્તુ નથી જે બીજા પત્ર-સંપાદકો અને લેખકોમાં ન હોય. પછી, કોણ જાણે, કેમ તેનો આટલો બધો આદરસત્કાર થાય છે! આ વાત ખુદ નિહાલસિંહ પણ નહિ જાણતા હોય."

આ પછી સેન્ટ નિહાલસિંહ અમેરિકાનાં સ્વતંત્ર રિયાસતોની સફરે ઉપડયા. ત્યાં લોકોએ કહ્યું—અહીં આપની દાળ નહિ ગળે; અહીં તમારો જીવનનિર્વાહ કઠીનાઈઓથી ભરપૂર બનશે. પણ, પુરુષસિંહ દેશમાં રહે યા પરદેશમાં, કોઈ વાત તેના ઇષ્ટસાધનમાં વિઘ્ન નાંખી શકતી નથી. ત્યાં પણ નિહાલસિંહને સફળતા વરી. મોટાં મોટાં સમાચારપત્ર તેમના લેખોનો આદર સહિત પ્રકાશ કરવા લાગ્યાં. તેમના લેખો મેળવવા પડાપડી થતીઃ નિહાલસિંહનાં ખીસ્સાં તર થવા લાગ્યાં, ધીરેધીરે તેમની કીર્તિ પ્રસરવા લાગી અને તે એટલે સુધી કે તેમની કલમ પર કુરબાન બની તેમને એક મશહૂર માસિકના અધિપતી નિમવામાં આવ્યા. આ નિમણુકે ભારે કોલાહલ મચાવી મૂકયો. ઘાસની ગંજીમાં અગ્નિનો

તણખો પડતાં જે પરિણામ આવે તે પરિણામ સેન્ટની નવી નિમણૂકે ઉપજાવ્યું. લોકોના આશ્ચર્યની સીમા ન રહી. જે ભારતવાસીઓને કેનેડા અને કેલીફોર્નિયાના અભિમાની ગોરાઓ ઠોકરે મારતા એજ ભારતવાસીઓના એક દેશજને કેટલાયે દિવસ સુધી અમેરિકનોને પોતાની પ્રતિભા અને વ્યકિતત્વથી સંપાદન-કાર્યનો પાઠ પઢાવ્યો.

શિકાગોમાં સેન્ટ નિહાલસિંહને એક વિદુષી સ્ત્રીનો ભેટો થયો. તેનો વ્યવસાય પણ સિંહના જેવો જ હતો. તેણે કેટલાય પત્રોના સંપાદન-કાર્ય કર્યા હતાં. તે વખતે તે એક સાપ્તાહિક પત્ર ચલાવતી હતી. તે સેન્ટ નિહાલસિંહના ગુણો પર મુગ્ધ થઇ ગઈ અને તેનું કામ, તેનું ઘર, તેનો દેશ, તેના ઇષ્ટમિત્રો બધાંને ત્યજી તે તેની અર્ધાંગિની બનવા તૈયાર થઈ. સેન્ટ નિહાલસિંહે પણ કૃપા કરી તેનું પાણિગ્રહણ કર્યું. ત્યારથી તે સ્ત્રી પોતાના પતિ સાથે રહી તેને તેના લેખનકાર્યમાં બનતી મદદ આપે છે. તેણે કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે.

અમેરિકાથી સેન્ટ નિહાલસિંહ ઇંગ્લંડ ગયા. ત્યાં પણ તેમનો સારો સત્કાર થયો. મોટા મોટા પદાધિકારીઓ અને સંપાદકો સાથે તેમની ભેટ થઈ. લૉર્ડ મોર્લે સાથે તેમણે કલાકો સુધી વાતચીત કરી. ત્યાંનાં અનેક પ્રસિદ્ધ પત્રોએ તેમને લેખો આપવા પ્રાર્થના કરી. તેમાંથી બહુ જણની પ્રાર્થનાઓનો તેમણે ખુશીથી સ્વીકાર કર્યો. આ પ્રમાણે પાંચદસ ઇંગ્લૅંડનાં અને કેટલાંક અમેરિકાનાં પત્રોના તેઓ નિયમિત લેખક બન્યા.

સેન્ટ નિહાલસિંહ આદર્શ લેખક છે. પૂર્વ અને પશ્ચિમના દેશોના પ્રચલિત વિષયોમાં તેઓ બહુ પ્રવીણ છે. તેમની ભાષા પણ અત્યંત સરસ અને મધુર છે. તેમની કલમ વાચકના હૃદયને બરાબર સ્પર્શી તેના આંતરિક ભાવોને ઉત્તેજીત કરે છે અને તેથી જ તેઓનાં લખાણો જનતા આનંદથી વાંચે છે; જે વિષયનું તેઓ વિવેચન કરવા માંડે છે, તેને ચિત્રવત્ ખડું કરી દે છે. તેમની ખાસ ખૂબી તો એ છે કે તેમનાં લખાણો એક પક્ષી કે એક તરફી હોતાં નથી. તેઓ તટસ્થતાથી દરેક પ્રશ્નની છણાવટ કરવામાં સફળતા માને છે.

તેઓ ભારે અધ્યયનશીલ અને પરિશ્રમી લેખક છે. તેઓ નિયમિત રૂપે આખો દિવસ લેખન-વાચનનું કામ કરે છે. સવારથી તે સાંજ સુધી તેમના હાથમાંથી કલમ અને ચોપડી છૂટતી નથી. તેમના કેટલાય લેખો આ દેશના 'મૉડર્ન રિવ્યૂ', 'હિન્દુસ્તાન રિવ્યૂ' અને 'ઇન્ડીયન રિવ્યૂ' માં પ્રકટ થઇ ચૂકયા છે અને હજી પણ એજ ક્રમ ચાલુ છે. પરદેશનાં પત્રોમાં તેઓ ખાસ કરીને ભારત સંબંધી લખે છે અને હિંદનાં સામયિકોમાં તેઓ આંતર-રાષ્ટ્રીય પ્રશ્નો ચર્ચે છે. તેમણે અંગ્રેજીમાં થોડાં પુસ્તકો પણ લખ્યાં છે.

સેન્ટ નિહાલસિંહનાં ભાવ અને અંતઃકરણ શુદ્ધ છે. બ્રિટિશ રાજનિતિજ્ઞો અને અધિકારીઓનાં કાર્યો પર સખ્ત પ્રહારો કરવા છતાં તેમનાં માન-મરતબો જાળવવામાં તેઓ ખાસ સાવચેતી રાખે છે. અંગત વ્યક્તિગત પર કલમ ન

છેડતાં તેમજ 'પોલીસી' પર ઘા કરે છે. એ તેમની વિશેષતા છે, તેમની એ તાનતાનું પ્રતિબિમ્બ છે.

જો કોઇ પણ હિન્દીએ પોતાની કલમના પ્રભાવ વડે હિન્દની સેવા કરી હોય અને જગતની હારમાં હિન્દને ઊંચે સ્થાને ચઢાવ્યું હોય તો તે નિહાલસિંહે જ. તેમના લેખોએ ગુલામ ભારત તરફ ઘૃણાની નજરથી જોતા અમેરિકનો અને ગોરા કેનેડાવાસીઓને આશ્ચર્યમુગ્ધ કરી નાંખ્યા. તેઓએ તેમની અજાયબી વચ્ચે જોયું કે હજીય હિન્દુસ્તાનમાં લેખન-કલા મરી નથી ગઇ, પણ પૂર્વની જેમ ભવ્યતાથી ભરપૂર છે.

## વિજયસિંહ પથિક

આજે જમાનો બહુ આગળ વધી ગયો છે. ગાંધીવાદે સુષુપ્ત દેશને નથી ફક્ત જગાડયો, પણ આપણી અંદર પ્રતિરોધની ભાવનાની ચિનગારીઓ પણ મૂકી દીધી છે. આજે જેલ તો મહેલ સમાન થઈ પડી છે, લાઠીઓ તો ફૂલ સમાન ગણાય છે અને ગોળીબાર એ તો સમાન્ય બાબત લાગે છે. આજે દેશમાં જીવન છે, જાગૃતિ છે, બલ અને બલિદાનની ભાવનાઓ છે. પણ આજથી દસ-પન્દર વર્ષ પહેલાં અજ્ઞાન અને ભીરુતાનાં સામ્રાજ્ય હતાં.

એ સમયની મુશીબતો આજથી કંઇક વધારે હતી. સરકારનો આતન્ક જબરદસ્ત હતો; મહાત્માજી જેવા કોઈ પથ-પ્રદર્શક પણ નહોતા. સામૂહિક જાગૃતિ તો શું પણ તેની ભાવના પણ દેખાતી ન્હોતી.

પરંતુ એ સમયે પણ કોઇ વીર રાજપૂતોના ભૂખંડને જગાડવા અલખ જગાવી રહ્યો હતો. મોટા માણસો તેને જાણતા નહિ, સર્વ-સાધારણ પણ તેનાથી પરિચિત નહોતા. પણ એ તો ચૂપચાપ તેના કામમાં રત થયો હતો; અને જ્યારે એ સામે આવ્યો ત્યારે એક અઠંગ અને મહત્વપૂર્ણ કાર્યના કર્તાના રૂપમાં લોકોએ તેને જોયો. એ ગુપ્ત હતો,

અપરિચિત હતો. મોટો માણસ ન્હોતો, પણ તેણે જે કામ કર્યું તેનાથી આગેવાન કાર્યકર્તાઓની નજરમાં તે આવ્યો.

જ્યાં યમુનાનાં શીતળ જળ રાતદિન રમે છે એ યુક્ત પ્રાન્તની ભૂમિમાં પેદા થયેલો; એ વીર પ્રતાપની વીર–ભૂમિનો પથિક બન્યો, 'પથિક' ઉપનામ રાખી તેણે રાજસ્થાનની સેવાનું બીડું ઝડપ્યું, અને આજ પણ એ સાચો ભેખધારી તેના જીવનકાર્યમાં મસ્ત બની ગયો છે.

× × ×

વિજયસિંહ 'પથિક'! આજ આપણા માટે એ નામ બિલકુલ પરિચિત છે—રાજસ્થાનના સાર્વજનિક જીવનનો જેને જરાપણ પરિચય છે, એ દાઢીવાળા 'પથિક'ની ડરામણી રોબદાર સૂરતથી નહિ તો તેના નામથી તો જરૂર વાકેફ હશે. પોતાના બનેવીની સાથે રાજસ્થાનમાં આવી એ પણ રાજસ્થાની બની ગયો. આરંભમાં જ્યારે રાજસ્થાનની સેવાની તેણે શરુઆત કરી, ત્યારે હિન્દી સંસારના એક શ્રેષ્ઠ કવિના રૂપમાં તેનું નામ દીપી નીકળ્યું—'રાષ્ટ્રીય પથિક'! 'રાષ્ટ્રીય પથિક' ની કવિતાઓ પર લોકો મુગ્ધ હતા, પણ તેમને ખબર નહોતી કે એ પથિક રાજપૂતાનાના એક ખૂણામાં એવા સંગ્રામનું રચનાત્મક સંગઠન કરી રહ્યો હતો. કે જે રાજસ્થાનના ખૂણેખૂણે આગના તણખા વેરશે. મેવાડની હદમાં આવેલા બિજોલિયાના બહાદુર કિસાનોએ હિન્દુસ્તાનમાં પહેલીજ વાર કરબન્દીનું આંદોલન શરુ કર્યું. સારાય હિન્દની આંખ એ ન્હાના ગામડા પર ઠરી રહી અને શોધવા લાગી કે એ ચળવળનો આગેવાન કોણ છે?

એવો કયો વીર પાકયો છે કે જેણે એ અજ્ઞાની ખેડૂતોનાં અંતર પર કાબૂ મેળવી આ મહા લડત ઉભી કરી ? બિજોલિયાના અજ્ઞાન ખેડુતોના એ માર્ગદર્શકનું નામ હતું 'રાષ્ટ્રીય પથિક.' જેમ બારડોલી અને બોરસદના ત્રાસિત કિસાનો સરદાર વલ્લભભાઈ પર નિષ્ઠા રાખે છે, તેમ બિજોલિયાના ખેડૂતો એ 'પથિક'ના શબ્દ પર જાન કુરબાન કરવા તૈયાર હતા. તેના પર તેમને અટલ વિશ્વાસ હતો. બિજોલિયાના ખેડૂઓના એ ધર્મયુદ્ધે સમસ્ત હિન્દના આગેવાનોનું ધ્યાન ખેંચ્યું. મહાત્માજીએ, એન્ડ્રુઝે પથિકની બહાદુરી અને સાહસિકતા પર આફરીન થઈ વખાણનાં વેણ વરસાવ્યાં. બસ, ત્યારથી પથિકજી પર્દા પાછળથી બહાર આવી ખુલ્લાં મેદાનમાં પડયા.

બિજોલિયામાં કામ કરતી વેળા પથિકજીએ જે જે મૂશ્કેલીઓ ઉઠાવી, જેવી બહાદુરી અને હિમ્મત દાખવ્યા, એ એમને માટે ગૌરવની ચીજ છે. પહાડોની કરાડ ગુફાઓમાં, ભયંકર ઝાડીઓમાં, સૂક્કા મયદાનમાં અને ઉજ્જડ ખેતરમાં તેમણે કોણ જાણે કેટલીય રાતો વિતાવી હશે ! લૂખા–સૂકા રોટલા અને પાણીના પ્યાલા પર તેણે દિવસોના દિવસો કાઢયા છે. વીર પ્રતાપની જેમ તેને હાથમાં લીધેલો કોળીઓ છોડી નાસવું પડયું છે. સરકારી અમલદારોના ભયથી તેને ચણા ફાકતાં–ફાકતાં નાસવું પડયું છે. હરણ, જેમ તેની પાછળ પડેલા શિકારીના ભયથી નાસે તેમ પકડાઈ જવાના ભયથી તેણે જંગલો અને નદીનાળાં, રાત કે દિવસની પર્વા કર્યા વગર વટાવ્યાં છે, કેટલીયે વાર પોલીસના પંજામાં સપડાવા છતાં, તેમને થાપ દઈ પથિકે પલાયન કર્યું છે. પોલીસ

ચાકી: પથિક ન થાકયો. એકાંત જંગલમાં રાતો વિતાવતાં કેટલીય વાર હિંસક પ્રાણીઓ સાથે ઝઝૂમ્યો છે. એક વખત પથિકજી પોતાના મકાનમાં સૂતા હોય તેમ ગાઢ અરણ્યમાં એક પત્થર પર પોઢી ગયા છે. એટલામાં પેટની લાળથી સળગતો એક વાઘ આવ્યો અને તેમને ટાંગથી પકડી ઘસડી જવા લાગ્યો. સદ્‌ભાગ્યે પથિકની આંખ ઉઘડી ગઇ અને કમરમાંથી બે નાળવારી બંદૂક ખેંચી વાઘને પૂરો કર્યો. આવા આવા કેટલાય વિકટ પ્રસંગોમાંથી તેમણે સહિ-સલામત રીતે જિંદગી પસાર કરી છે. એ બધાં સાહસો અને જોખમોના પુરસ્કારમાં તેમણે એક વસ્તુ મેળવી. એ વસ્તુ તે વિજય.

આ પછી પથિકજીનું જીવન પ્રકાશ્ય જીવન છે અને એ મુખ્યત: અખબારી અને પ્રચાર–કાર્યનું છે; જાણે એ કઠોર જીવનની ખુમારી છે. તેઓ વર્ધા ગયા. ત્યાં શેઠ જમનાલાલ બજાજની સહાયતા અને થોડાક સમ્માન્ય રાજસ્થાની સેવકોના સહયોગથી 'રાજસ્થાન સેવાસંઘ'ની સ્થાપના કરી, તથા 'રાજસ્થાન–કેસરી' પત્ર કાઢયું. પછી અજમેર ગયા, સંઘને વ્યવસ્થિત રૂપ દીધું, 'નવિન રાજસ્થાન' પત્ર કાઢયું જે પાછળથી 'તરુણ રાજસ્થાન' થયું. સંઘે ધોલાપૂર–ઝિરી સંગ્રામ, સિરોહી–હત્યાકાંડ, બિજોલિયા, બૂંદી, અલ્વર વગેરેના મામલાઓમાં જે કંઇ કામ કર્યું એ સર્વવિદિત છે. સંઘની સ્થાપના કર્યા બાદ થોડાક વખત પછી ઉદયપુર રાજ્યમાં તેમણે કામ કરવા માંડયું. બિમારીની હાલતમાં છાપો મારી એક ગામમાંથી તેમને ગિરફતાર કરવામાં આવ્યા અને લાંબા મુકદમા

પછી લાંબી સજા ઠોકી. ત્યાંથી છૂટયા બાદ તેમણે સંઘને મજબૂત કરવાનું કાર્ય હાથ ધર્યું. પછી સ્વતંત્ર રૂપથી 'રાજસ્થાન-સંદેશ' પત્ર કાઢયું તથા કૅાગ્રેસ દ્વારા કામ કરવા માંડયું. અને કૅાગ્રેસના એક ખટલામાં તેમણે બે વર્ષ સુધી સરકારની મહેમાનગીરી ચાખવા જેલ-મ્હેલ પ્રવેશ કર્યો છે.

× × ×

પથિકજીની નીતિ રાજનૈતિક ફૂટ નીતિની નીતિ છે. હવે તેઓ મહાત્માજીની નીતિથી પ્રભાવિત થયા છે. પણ તેમની મનઃસ્થિતિ તેમને કયાં સુધી એ પર ચાલવા દેશે, તે કહી શકાય નહિ. પણ એમાં શક નથી કે જે-કામમાં તેઓ પડે છે અને પડશે તે કામમાં સફળતા જ સમાયલી છે. આશા છે, કે રાજસ્થાન એ વિભૂતિના બળનો ઉપયોગ કરતું રહે.

# જવાહરલાલ

## [૧]

### એ જમાનો

કેટલી ત્વરાથી દિવસ આવે છે અને ચાલી જાય છે ? દસ વર્ષ વહી ગયાં ! અસહયોગના તોફાની દિવસ હતા; રાષ્ટ્રના હૈયામાં ઉન્નતિની આગ ભભૂકી ઉઠી. ગામ અને શહેર એક બની ગયાં. બુઢ્ઢા અને જવાન, પિતા અને પુત્ર, માતાઓ અને પુત્રીઓ, બ્હેનો અને પત્નિઓ ખભે-ખભા મિલાવી કામે લાગી ગયાં હતાં. પ્રાણોમાં પીડા, જીવનમાં ઉન્માદ, હૃદયમાં વિશ્વાસ, આંખોમાં આત્મોત્સર્ગનું તેજ તથા ગાલોપર આશાનિરાશાની ધૂપ–છાંયને લીધે રાષ્ટ્રનું શરીર આનંદથી કાંપતું હતું. ન્હાનાં બચ્ચાં, જેમના મ્હોંમાં દૂધીયા દાંત પણ ન્હોતા ફૂટયા, તેઓ કહેવાતા રાજદ્રોહીઓથી ભરેલી 'પ્રિજન–વાનો' (જેલની મોટરો) ને દેખી આનંદથી નાચી ઉઠતાં અને જયના પોકારોથી વાતાવરણ ગજવતાં હતાં. અંદર બેઠેલા કેદીઓ–સ્ત્રી અને પુરુષોનાં હૃદય ઉલ્લાસથી ઉછળતાં હતાં. સ્નેહ અને કર્તવ્યના સતત–સંઘર્ષથી આકુલ

બની રોતી આંખો; એક શબ્દ પણ બોલ્યા વિના એ ત્યાગને નીરવ અર્ધ્ય દેતી હતી. મિત્રને જેલમાં રવાના થતાં હૃદય રોઈ પડતું અને જાણે શરીરની ભિન્નતા સ્નેહની ધારામાં વિલીન બની જશે, એમ લાગતું. અહા ! એ કેવા દિવસ હતા ? કેવો વખત હતો ? જાગવા પહેલાં, પ્રભાતના સુખદ અને મધુર સ્વપ્નની ભ્રાંતિ દિલમાં એક સિહર પેદા કરી ચાલી ગઈ. આજે જાણે એ સ્વપ્ન તૂટી ગયું છે અને દિવસ ઉગ્યો છે. એ સ્વપ્ન હતું, ચાલી ગયું; આ જાગરણ છે, આવ્યું છે.

× × ×

એની આશાઓ અને નિરાશાઓ, ઉછળતા હૃદયને ઉછાળવાવાળી કલ્પનાઓના સ્વપ્ન યુગમાં, દેશની હાકલ પર, જીવનના મીઠા વિલાસોને લાતમારી, એક વ્યક્તિ ઔંધના કિસાનોની ગંદી ઝૂંપડીઓ વચ્ચે ઘૂમી રહી હતી. ફકીરના લેબાસમાં છૂપાયલું એનું અમીરી હૃદય કંગાલ ખેડૂતોના જીવન-દર્દ પર ટાઢા મલમ સમાન થઇ પડયું હતું. પંચાયતો પુનર્જીવિત થઈ રહી હતી; ગરીબાથી ખખડી ગયેલી હડ્ડીઓને, જેનું લોહી વિદેશી શાસની વ્યાપારી જિહ્વાએ ચૂસી લીધું હતું, મેળવી-મેળવી ખડી કરવામાં આવતી હતી. પોલીસો અહીંથી તહીં અને તહીંથી અહીં ઘૂમતા હતા. રસ્તાઓ પર, સ્ટેશનો પર, ગાડીઓમાં 'એનારકિસ્ટો' ની શોધ થતી હતી. ઔંધની દુર્બલ ખેડૂ-વસ્તી એક શક્તિના રૂપમાં ફેરવાઈ ગઈ. સરકાર ગભરાઈ ગઈ:

પ્રજાની જાગૃતિને દાબી દેવા તેણે શાસ્ત્ર-પોથીમાંથી ૧૪૪મી કલમરૂપ બરછી કાઢી, જ્યાં પાંચ કરતાં વધારે

માણુસો ભેગા થાય, ત્યાં ફૂંકવા માંડી. જટિલ પરિસ્થિતિ હતી. એવા ભયભર્યા વાતાવરણમાં એ સૂકલડો દેહ અજબ વીરતાથી ઘૂમી રહ્યો હતો. એની અડગતા પર, એની કાર્યશકિત પર, એની તેજસ્વીતા પર, જનતા મોહી પડતી. દરેક ઘરની ઓસરી પર બેઠેલી મંડળીમાં એનું જ પારાયણ થતું. રાષ્ટ્રીય–સંગ્રામમાં એ સદેહ કાવ્યને, આંખોથી ઘોળી ઘોળી પીવામાં લોકો મશગૂલ બન્યા હતા. એની દઢતા અને નરમી, એનું જોશ અને સંયમ, એની અમીરી અને ગરીબી, એનો ત્યાગ અને આત્માભિમાન, એના ચ્હેરા પર છાયાચિત્રની માફક રમતાં હતાં !

[૨]

કંઈક સ્ફુટ ચિત્ર.

એક લાંબો, ઘાટીલા બદનનો ગોરો નૌજવાન, ઉપરથા નીચે સુધી નિર્મળ સ્વચ્છ શ્વેત ખાદીમાં લપટાયલો, તેજસ્વી લલાટ, મમતા ઉત્પન્ન કરે એવી સતેજ આંખો: પાતળા અને અભિવ્યકિતશીલ (expressive) હોઠ અને મ્હોં–એ જવાહરલાલ છે. એ પ્રૌઢ યુવક, જેનું સૌન્દર્ય અને જેની પરિસ્થિતિ એક રાજકુમાર જેટલી હતી, તે આજે સ્વાધીનતાનો અલખ જગાવતો, કાંટાનો તાજ પહેરી દેશમાં ઘૂમતો ફરે છે !

જવાહરલાલનું ભાષણ સાંભળવું અને પછી તેમને મળવું: એ બેની વચ્ચે અગાધ અંતર સમાયલું છે. ક્યાં

એક આમૂલ ક્રાન્તિકારી અને કયાં એક મિલનસાર, હસમુખ, બેતકલ્લુફ અને સહૃદય યુવક! છાત્રોમાં, યુવકોમાં, સિપાઈઓમાં રાજનીતિજ્ઞોમાં જ્યાં જ્યાં એ ઘૂમે છે ત્યાં સહુને લોહચૂંબકની જેમ આકર્ષે છે. આનું કારણ એ છે એનું 'અહં' ગરીબમાં ગરીબ સાથે મળતાં પણ બાધક થતું નથી. થોડા સમય પરની આ વાત છે. એક વેળા એક પ્રસિદ્ધ કાર્યકર્તા તેમને મળવા ગયા તે વખતનું આ બ્યાન છે: 'એમની પ્યારી પત્નિ, ભારતીય સ્ત્રીત્વની પરછાઈ, શ્રીમતી કમળા બીમાર હતી. એક દિવસ તેમની તબિયત તદ્દન બગડી. બીજે દિવસે થોડું કામ હોવાથી હું તેમને મળવા ગયો. 'આનંદ—ભવન'ના દરવાજા પર પહેરો ભરતા નોકરે જણાવ્યું કે પંડિતજી પોતાની પત્નિની સેવામાં રોકાયા છે. પં. મોતીલાલજી બેઠા બેઠા મહત્વપૂર્ણ પત્રો વાંચી એક બાજુ મૂકતા હતા. હું અંદર ગયો. નોકરે, મને કહ્યા વગર, મારા આગમનની જવાહરલાલજીને ખબર કરી. એઓ દવાદારૂનું કામ છોડી નીચે દોડી આવ્યા અને મને પ્રેમથી ભેટયા. મને જબરદસ્તીથી કોચ પર બેસાડયો અને બહુ વખત સુધી સાહિત્ય તથા સમાજની વાતો કરી. ત્યાં જ મેં જોયું કે એ અમીરજાદામાં કેટલી મીઠાશ છે! જવાહરલાલ એ વાતને કદી પણ નથી વિસરતા કે પહેલા એ મનુષ્ય છે, પછી દેશના એક સેવક છે. અને કોઈપણ નેતા આ પ્રકારે દિલ ખોલી વાત કરે એ સંભવિત નથી. મેં એમને કોલેજના વિદ્યાર્થીઓમાં મળી, એમનું અંગ બની સાફ દિલથી વાત કરતાં જોયા છે. જવાહરલાલને આ રૂપમાં દેખતા અંગ્રેજ કવિની આ લીટીઓ સ્મરણે ચઢે છે:—

' **Glorious it was to have been alive**
**But to be young was very Heaven.'**

× × ×

જવાહરલાલનું ગાર્હસ્થ્ય જીવન પણ બહુ મધુર છે, તેમનાં પત્નિ કમલા એમના કોમળ ભાવોને પોષવામાં અને એમના જાહેરજીવનમાં સૂર પૂરવામાં પોતાનો સતી ધર્મ જુએ છે. હિન્દના આટલા બધા નેતાઓનાં આંતરિક જીવન જોતાં સહેજે માલમ પડી આવશે કે તેમના જેવું સુન્દર મીલન કોક જ સ્થળે છે. સાધ્વી કમલાનો સમય જવાહરલાલની ચિન્તામાં પસાર થાય છે અને જવાહરલાલ પણ જાહેર-જીવનમાં અટવાયા છતાં પોતાની જીવન-સંગિનીને નથી ભૂલતા.

પિતા-પુત્રનો પ્રેમ તો સુવિદિત જ છે. મહારાજ મહમૂદાબાદ જેવા તાલુકદારોની ઘનિષ્ઠતામાં આરામ અને આશાઇશની જીન્દગી પસાર કરવાવાળા મોતીલાલજી, ફકત પોતાના એકના એક પુત્ર જવાહરલાલના સ્નેહથી ખીંચાઈ, અસહકારના આંદોલનમાં પડયા અને ત્યારથી, સ્વભાવ અને પ્રકૃતિ પ્રતિકૂળ હોવા છતાં, આઝાદીની લડાઇમાં મોખરે રહ્યા. જવાહરલાલના કષ્ટોપર કેટલીયવાર તેમની આંખોમાં આંસુ ઉભરાય છે. જવાહરના રૂપમાં મોતીલાલજીએ તેમનું કલેજું દેશની વેદી પર ધરી દીધું છે અને પોતાના વ્હાલા બેટાને શરીરની પણ તમા ન કરતાં વિકટ પ્રસંગોમાં ઝૂઝતો દેખી ગ્લાનિ અનુભવે છે. બાપ-બેટાનો આવો સુંદર સુયોગ ક્યાંય દીઠો છે ?

[૩]

## જીવન-કથા

વચ્ચમાં જવાહરલાલનું જીવન પણ જોવું જરૂરનું છે.

જવાહરલાલ ઉચ્ચ કાશ્મીરી બ્રાહ્મણ-કુલમાં પેદા થયા છે. એમના પિતામહ પં૦ ગંગાધર નેહરુ દિલ્હીમાં કોટવાલ હતા. ૧૮૬૧માં ગંગાધરજીએ સદાને માટે આંખ મીંચી. તે સમયે એમને વંશીધર અને નંદલાલ નામના બે દીકરા હતા. મૃત્યુ પછી ૩-૪ મહિના બાદ પં૦ મોતીલાલજી નેહરુએ પહેલીજવાર દુનિયાનાં અજવાળાં દેખ્યાં.

પં૦ મોતીલાલની બુદ્ધિ તીવ્ર હતી. પ્રયાગ આવી ભણવા માંડયું ત્યાંથી એન્ટ્રન્સ અને પછી આગ્રા-કોલેજમાંથી એફ. એ. ની પરિક્ષાઓ પાસ કરી. પછી વકીલાતની પરીક્ષા આપી ૨૧ વર્ષની ઉમ્મરે કાનપુરમાં વકીલાત શરુ કરી. ત્રણ વર્ષ સુધી કાનપુરમાં સફળતાપૂર્વક વકીલાત કર્યા બાદ ૧૮૮૬ માં એમણે અલ્હાબાદ-હાઈકોર્ટમાં પ્રેકટીસ શરુ કરી. સૂક્ષ્મ વિવેચન તથા તર્ક-શકિતને લીધે થોડા વખતમાં તો તેમણે ત્યાંના વકીલોને આંજી નાંખ્યા. મોટા મોટા તાલુકદારો અને રાજા-મહારાજાઓના મુકર્દમા તેમની પાસે આવવા માંડયા. અઢળક લક્ષ્મી તેમના ચરણોમાં રમવા લાગી. ટૂંક સમયમાં તેમની ગણત્રી ભારતવર્ષના બાહોશ વકીલોમાં થવા લાગી.

એ વખતે મોતીલાલજી અલ્હાબાદના મીરગંજ મહોલ્લામાં રહેતા હતા. ત્યાં ૧૮૮૯ના નવેમ્બરની ૧૮મી તારીખે શ્રી. સ્વરૂપરાણી નેહરુની ગોદમાં આપણા જવાહરલાલનો જન્મ થયો.

સને ૧૯૦૦માં મોતીલાલજીએ મુરાદાબાદના જજ કુંવર પરમાનંદજીનો બંગલો ખરીદ્યો અને ત્યાં ભોગવિલાસની સામગ્રી ખડકી 'આનંદ–ભવન' બનાવી દીધું. આજ તો એ પુરાણું આનન્દભવન, મટી સ્વરાજ–ભવન બન્યું છે.

જવાહરનું બચપણ આરામ અને ભોગવિલાસમાં વિત્યું. દાઈઓ અને અંગ્રેજ નર્સોની ફોજ તેમની ખિદમતમાં ચોવીસે કલાક ખડી રહેતી. પિતા–પુત્રનાં કપડાં પેરીસથી ધોવાઈ આવતાં. છ થી બાર વર્ષ સુધી ઘેર યોગ્ય અધ્યાપકો દ્વારા સાધારણ શિક્ષણ મેળવ્યા બાદ પ્રસિદ્ધ થિયોસોફિસ્ટ શ્રી. એફ. ટી. બ્રુકસ અને અલ્હાબાદની ગવર્નમેંટ હાઈસ્કૂલના તાત્કાલિક હેડમાસ્તર શ્રી. ગાર્ડન એમના શિક્ષક નિમાયા. શ્રી. બ્રુકસ એક સ્વાધીન અને વિદ્વાન વિચારક તથા ભારતીય સંસ્કૃતિના પ્રેમી હતા. એમના વ્યક્તિત્વનો બાલક જવાહર પર ભારે પ્રભાવ પડયો.

સને ૧૯૦૮માં મોતીલાલજીએ પુત્રને ઉચ્ચ શિક્ષણ આપવા વિલાયત મોકલવા નિશ્ચય કર્યો, પણ વિશેષ સ્નેહને લીધે તેમને એકલા ન મોકલી શકયા અને સપરિવાર ઇંગ્લૅંડ ગયા. ત્યાંની પ્રસિદ્ધ સ્કૂલ હેરોમાં (હેરો ઑન ધી હિલ*) એમને દાખલ કરવામાં આવ્યા. ઇંગ્લૅંડના અનેક રાજનીતિ–વિશારદો તથા વિચારકો અહીં જ શિક્ષણ પામ્યા છે. પંડિતજીએ પુત્રની પાછળ પાણીની માફક પૈસા ખર્ચ્યા અને તેને ઉચ્ચ શિક્ષણ દીધું. આ સ્કૂલમાં એન્ટ્રન્સની પરીક્ષા પાસ કરી જવાહરલાલ, કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયની સુ-

*એ સ્કૂલ લંડનથી દસ માઇલ દૂર 'મિડલ સેકસ' ગામની સુરમ્ય પહાડી ભૂમિપર આવેલી છે.

પ્રસિદ્ધ 'ટ્રિનિટ કૉલેજ'માં દાખલ થયા અને જૂલોજી (જન્તુવિજ્ઞાન), બાટની (વનસ્પતિ-વિજ્ઞાન) અને કેમિસ્ટ્રી (રસાયન)માં સમ્માન-સહિત બી. એ. ની પરીક્ષા પસાર કરી. જવાહરલાલની અસાધારણ યોગ્યતા પર કૉલેજના અધ્યાપકો અને સંચાલકોએ મુગ્ધ બની બી. એ. ની પરીક્ષા પાસ કરવા છતાં, તેમને પરીક્ષા લીધા સિવાય એમ. એ. ઑનર્સનું સર્ટિફિકેટ આપ્યું. ટ્રિનિટી કૉલેજની શિક્ષા સમાપ્ત કરી, બેરીસ્ટરનું શિક્ષણ પ્રાપ્ત કરવા તેઓ લંડનના 'ઇનિર ટેમ્પલ' માં પ્રવિષ્ટ થયા અને ૧૯૧૨માં 'બાર-એટ-લૉ'ની ડિગ્રી પ્રાપ્ત કરી,

[૪]

## સાર્વજનિક જીવન

જવાહરલાલ આરંભથી જ બહુ કોમળ હૃદયના છે. કૉલેજમાં ભણતાં પણ હિંદમાં થતા અત્યાચારો તરફ તેમની દૃષ્ટિ હતી. લંડનમાં પણ વિદ્યાર્થીઓ સાથે તેની ચર્ચા ઉપાડતા. હિંદમાં પાછા ફર્યા બાદ લગભગ મહાસભાની દરેક બેઠકમાં તેમણે હાજરી આપી છે. ૧૯૧૪માં પ્રવાસી હિન્દીઓને સહાય કરવા માટે શ્રી. ગોખલેની અપીલ પર તેમણે પચાસ હજાર રૂપીઆ ભેગા કરી આફ્રીકા મોકલ્યા હતા. યુરોપીય મહાયુદ્ધની બાદ ડૉ. એની બેઝંટની 'હોમરૂલ' ચળવળમાં એમણે સારો ભાગ લીધેલો. પછી એ ૧૯૧૯-૨૦ માં ઔંધના ખેડૂતોનું સંઘટન કરવામાં મચ્યા. એમની દૃઢતાને લીધે એ આંદોલન સફળ ઉતર્યું અને સરકારને 'આઉધ ટિનેંસી એક્ટ' પસાર કરી કિસાનોની સ્થિતિ સુધારવી પડી.

* * *

એ વર્ષે જગતયુદ્ધમાં પોતાની અનુપમ સેવાઓના પુરસ્કારમાં, હિન્દને જલીયાંવાલા હત્યાકાંડની ભેટ મળી. કેટલાય નિર્દોષ ભારતવાસીઓ જનરલ ડાયરની ગોળીએ વીંધાઈ ગયા; પ્રતિષ્ઠિત નાગરિકોની સાથે પશુઓ જેવો વ્યવહાર થયો અને પ્રભુની પ્રતિમારૂપ ન્હાના બચ્ચાં પણ રાજદ્રોહના નામ પર મરી ફીટયાં. જવાહરલાલજી પણ તેમના પિતાની સાથે પંજાબ પહોંચ્યા અને બધો મામલો જાતે નિહાળ્યો ત્યારે તેમની આંખમાં ખૂન ઉતર્યું. પોતાના દેશભાઈઓની કફોડી સ્થિતિ દેખી તેમનું અંતર ચીરાઈ ગયું અને એ બધા અત્યાચારોના મૂળરૂપ પરદેશી સરકારને ઉખેડવા તેમની પ્રતિજ્ઞા વધારે મજબૂત બની, અને થોડા વખત પછી અસહકારનો આરંભ થતાં, કામધેનુસમી વકીલાતને ફગાવી મહાત્માજીની પડખે ઉભા. સ્થળે-સ્થળે રખડી અસહયોગનો મંત્ર ગાઢ નિંદ્રામાં સૂતેલી પ્રજાના કાનમાં ફૂંકવા લાગ્યા. એ બધી સેવાના ફલરૂપે ૧૯૨૧માં તેમને છ માસનો કારાવાસ મળ્યો. તેમની ધરપકડના સમાચાર સાંભળી હિંદુસ્તાનના ખૂણેખૂણામાં તીવ્ર વિરોધનો અગ્ની સળગી ઉઠયો. લોકોએ ગંજાવર સભાઓ ભરી પોતાનો પ્રકોપ જાહેર કર્યો. તેમની પાછળ હજારો લોકો જેલ સેવવા તૈયાર થઈ ગયા. મજબૂર બની સરકારે થોડા સમય બાદ તેમને છોડી મૂકયા.

જેલમાંથી છૂટી જવાહરલાલ બમણા ઉત્સાહથી કામમાં લાગી ગયા. ૧૯૨૨ના મે મહિનામાં પ્રયાગ-કૉંગ્રેસ કમિટિના આદેશ મુજબ, પરદેશી કાપડના વેપારીઓની દુકાનો પર પીકેટીંગ કરવા માટે થોડા સાથીઓ સાથે ફરી ગિરફતાર

બન્યા અને ૧૮ માસની સખત કેદ તથા ૧૦૦ રૂ. ના દંડની સજા મળી.

એ પછી સારાયે દેશમાં જાગૃતિનો જુવાળ ચઢયો. હજારો યુવકો જાણી જોઈને કાનુનોનો ભંગ કરી જેલમાં જવા લાગ્યા. જેલોમાં જગા ન રહી. શિર પર આવી પડેલી આ મુશીબતથી નોકરશાહી કંટાળી ગઈ, અને પં૦ જવાહરલાલને અન્ય કેદીઓની સાથ, પ્રાન્તીય સરકારે છોડી દીધા. આ પ્રમાણે નવ મહિના જેલમાં વિતાવી ૧૯૨૩ના આરંભમાં જવાહરલાલ ફરી સ્વતંત્ર બન્યા અને દેશના કામમાં પરોવાયા.

એ વખતે હિન્દી સરકારે નાભાના મહારાજા રિપુદમનસિંહને ગાદીએથી ઉઠાડી રાજ્યનો વહીવટ એક કમિટિના હાથમાં સોંપ્યો. આથી અસંતુષ્ટ બની અકાલીઓએ સત્યાગ્રહ આરંભ્યો અને તેમના પર અત્યાચારોની ઝડી વર્ષવા લાગી. દિલ્હી-કોંગ્રેસની પૂર્ણાહુતી બાદ પંડિત જવાહરલાલ નાભાના પ્રશ્નને સમજવાના ઉદ્દેશથી એ રાજયમાં ગયા અને કેટલાક અકાલી આગેવાનોને મળ્યા. બહારથી કોઈ 'ધાંધલીયો' આવી લોકોને ઉશ્કેરે નહિ એ ઈરાદાથી સરકારે ૧૪૪મી કલમ પ્રમાણે આજ્ઞાપત્ર બહાર પાડી બહારના કોઈ પણ માણસને રાજ્યમાં ઘૂસવાનો પ્રતિબંધ કર્યો હતો. જવાહરલાલે હુકમનો ભંગ કરતાં, તેમને પકડવામાં આવ્યા અને ૧૪૩ તથા ૧૮૮મી કલમ અનુસાર તેમના પર મુકર્દમો મંડાયો.

મુકર્દમામાં પંડિત જવાહરલાલ અપરાધી ઠર્યા અને એક અભિયોગમાં બે વર્ષ અને બીજામાં ૬ માસની કેદની

સજા થઈ. પાછળથી બન્ને સજાઓ મુલતવી રાખવામાં આવી અને આજ સુધી મુલતવી રહી છે.

૧૯૨૨માં પંડિત જવાહરલાલ નેહરુ સર્વસંમતિથી અલાહબાદ મ્યુનિસિપાલિટિના અધ્યક્ષ નિમાયા–ચૂટાયા અને ૧૯૨૫ સુધી બહુ બાહોશથી એ કામ કર્યું, એમના વખતમાં પ્રયાગ મ્યુનિસિપાલિટિએ સારી ઉન્નતિ કરી.

૧૯૨૬ના આરંભમાં, પત્નિ કમલા બીમાર પડતાં અને ક્ષયનાં ચિન્હ દેખાતાં જવાહરલાલ એમને લઈ સ્વીટ્ઝર્લૅન્ડ ગયા, અને ત્યાં સેનિટોરીયમમાં રહ્યા. બાદ પત્નિની તબિયત સુધરતાં, ૧૯૨૭માં ભારતીય રાષ્ટ્ર–સભાના પ્રતિનિધિ તરીકે સામ્રાજ્ય–વિરોધી સંઘના જીનીવા–અધિવેશનમાં હાજરી આપવા ગયા, અને આજ સુધી એ સંઘની કાર્યસમિતિના સભ્ય છે. સોવિયેટ સરકારના નિમંત્રણ પરથી ૧૯૨૭ના નવેમ્બરમાં રૂશીઆ ગયા અને ત્યાં રૂશીયન પ્રજાતંત્રના દશમા વાર્ષિકોત્સવમાં ભાગ લીધો. ત્યાં તેમણે સામ્યવાદનું વ્યાવહારિક રૂપ દેખ્યું અને યુરોપિય સામ્રાજ્યવાદી રાષ્ટ્રની કુટિલ નીતિનું અધ્યયન કરી સ્વદેશ પાછા ફર્યા.

સ્વદેશ આવ્યા પછી ઝાંસીના યુક્ત–પ્રાંતિય રાજનૈતિક સંમેલન, પંજાબ પ્રાંતીય રાજનૈતિક સંમેલન તથા અન્ય સભા સંમેલનોના પ્રમુખપદેથી જવાહરલાલે જે ભાષણો કર્યાં છે, એમાં એમની યુરોપયાત્રાના અનુભવો અને વિચારના પ્રભાવ સ્પષ્ટ દેખાય છે. યુરોપથી પાછા ફરતાં તેમણે રાજનીતિમાં નવો તબક્કો ઉઘાડયો, હજી સુધી કોઇ પણ નેતાએ સમાજ વ્યવસ્થાના નૂતન–નિર્માણની રાજનૈતિક ઉપયોગિતા લોકોના આગળ નહોતી ધરી. એ સમયે પંડિત

એક સીપાઇ અને નેતા તરીકે નહિ પણ એક જબ્બર વિચારક તથા સમજ-વિધાયકના રૂપમાં આગળ આવ્યા. એમના આગમનથી દેશના યુવક-આંદોલનને ભારે સ્ફૂર્તિ મળી અને બંગાળ-પ્રાંતીય છાત્રસંમેલન તથા મુંબઈ પ્રાંતીય યુવક પરિષદ્‌ના અધ્યક્ષપદેથી જે ભાષણો એમને આપ્યાં, એમાં એમના ક્રાન્તિકારી વિચાર બહુ વ્યાપક રૂપમાં પ્રકટ થયા છે. ૧૯૨૭માં હિન્દુસ્થાની સેવાદળ તથા મદ્રાસની પ્રજાતંત્ર પરિષદ્‌ના સભાપતિ થયા. એ સાથે મજૂર-સમસ્યાનું અધ્યયન કરવા એમણે મજૂર-આંદોલનમાં પણ ઝૂકાવ્યું અને ૧૯૨૯માં સર્વભારતીય મજૂર-કૉંગ્રેસના નાગપુર અધિવેશનના પ્રમુખપદેથી તેમણે વર્તમાન મજૂર-ચળવળની ખામીઓનું સચોટ દિગ્દર્શન કરાવ્યું. ૧૯૨૭ની મદ્રાસ કૉંગ્રેસમાં તેમણે સ્વતંત્રતાનો ઠરાવ પેશ કર્યો અને જૂના વિચારનાં નેતાઓની આનાકાની છતાં કૉંગ્રેસનું ધ્યેય સ્વરાજ્ય ઠર્યું. ૧૯૨૮ના સપ્ટેમ્બરમાં તેમણે 'ભારતીય સ્વાધીનતા સંઘ'ની સ્થાપના કરી.

આ પ્રમાણે ૧૯૨૩થી ૧૯૨૯ સુધી (વચમાં યુરોપીય પ્રવાસ-કાળ બાતલ કરતાં) એ બરાબર કૉંગ્રેસના જનરલ સેક્રેટરી રહ્યા અને હાલ, (૧૯૩૦) ભારતનાં રાષ્ટ્રપતિ હોવા છતાં પણ મજૂર આન્દોલન, યુવક-આન્દોલન તથા સ્વાધીનતા-આન્દોલનના અગ્રણી તરીકે ઝઝૂમે છે.

[૫]

## ખાસ લક્ષણો

જવાહરલાલનો સૌથી મોટો ગુણ એ છે કે સાહસ ( Adventure)ને લીધે એમની અંદર એક પ્રકારનું ગૂઢ આકર્ષણ છે. એ એમનો યૌવન ધર્મ છે. જ્યાં જોખમ ભર્યાં હોય, રસ્તો વિકટ હોય, બલિદાન અને ઉત્સર્ગનો નકાજો હોય, ત્યાં તેઓ બેધીકર ઝૂકાવે છે. એમની ગણતી એ 'સ્થિત-

પ્રશ્નો'માં નથી થતી. જેઓ ભૂખથી પીડાતી જનતાને દેખી તેમની વચમાં કૂદી પડવાને માટે તૈયાર નથી હોતા, કારણકે પરિસ્થિતિ જોખમોથી પૂર્ણ છે અને 'લાભ' કંઈ પણ નથી હોતો. એમનું જીવન બલિદાનને કાજે છે. પણ આ મૂલ્યવાન ભાવમયતાએ એમને આંચમાં તપાવી બહુ ઊંચા ચઢાવ્યા છે. એ એમનામાં જ સમાપ્ત થાય એવી ચીજ નથી; બીજામાં પણ આગ જલાવી દેવાવાળી ચીજ બની ગઈ છે. જેઓ સમજે છે કે જવાહરલાલ એક ભાવનાદર્શી યુવક છે તેઓ ભૂલે છે–એટલું તો કહી શકાય કે જો તેઓ એટલા ભાવનાદર્શી હોત તો બહુ હતું. પણ જવાહરલાલનો સંયમ, એમની ગંભીરતા અપૂર્વ છે. શ્રી. ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિએ ઠીક લખ્યું હતું કે 'જવાન ધડ ઉપર વૃદ્ધ મસ્તક' કહેવત જવાહરલાલના સંબંધમાં બરાબર યોગ્ય છે. એમનામાં બ્રાહ્મણત્વનો ત્યાગ છે. પિતા મોતીલાલજીમાં, ત્યાગની સાથે ક્ષત્રિયત્વનું અભિમાન અને ક્રોધ પણ છે. જવાહરલાલને માટે ત્યાગ કરવો એમના સ્વભાવમાં ઓતપ્રોત થઈ ગયો છે. "બડા નેહરુ (મોતીલાલજી)ની બુઢ્ઢી છાતીમાં આજ પણ જવાન દિલ ખેલી રહ્યું છે. બોલે છે તે વેળા બચ્ચાની જેમ હસે છે. પણ છોટા નેહરુ (જવાહરલાલ) બોલે છે તે વખતે હસવાનું નામ નહિ, તેમને જોતાં પ્રતીત થાય છે કે જાણે સારી દુનિયાની જુમ્મેદારીના બોજાથી દબાઈ ગયા છે; હસવું આવે તો પાપ સમજી સમાવી દે છે. × × × સભામાં ગંભીરમાં ગંભીર બની જાય છે. છોટા નેહરુજીની ચંચલ સુકુમાર પુત્રી કૉંગ્રેસના મંચ ઉપર દાદાની ટોપી ઉતારવાનું સાહસ કરે છે, પણ પિતાની ટોપીને

નહિ. જાણે છોટા નહેરુજી હિંસા, હાસ્ય અને હુલ્લડને મહાપાપ સમજે છે, × × × આ વિશેષતાઓને લીધે સ્વ. મૌલાના મહમદઅલીએ બડા નેહરુને 'જવાન બુઢ્ઢા' અને છોટા નેહરુને 'બુઢ્ઢા જવાન' કહ્યું હતું."

જવાહરલાલની બીજી વિશેષતા એમની અટલ સિદ્ધાન્ત પ્રિયતા છે. ૧૯૨૦થી આજ સુધી તેઓ જે સમજ્યા તે પ્રમાણે જ ચાલ્યા છે. કદી તેમણે કાઉન્સીલોનું સમર્થન નથી કર્યું; કદી વિધાયક કાર્યક્રમને ઓછું મહત્ત્વ નથી આપ્યું. જ્યાં મોટા મોટા નેતાઓ પ્રવાહમાં લપસી પડ્યા, ત્યાં તેઓ પોતાના અટલ સિદ્ધાન્ત પર મક્કમ રહ્યા છે.

જવાહરલાલનું શિસ્ત (Discipline) બહુ જ બરદસ્ત છે. તેમના જેટલી શિસ્ત-પ્રિયતા કોઈ પણ નેતામાં જોવામાં નથી આવતી. નિયમ પાલન કરવામાં અને બીજા પાસે કરાવવામાં તેઓ કદી પાછા નથી પડતા. જેલમાં અને બહાર જેમણે તેમને દેખ્યા છે, તેઓ તેમના નિયમ-પાલનની કઠોરતાથી ઠીક-ઠીક પરિચિત હશે. સ્નાન, ભોજન, કાંતવું, લખવું, વાંચવું, બધું નિયમિત ! જેલમાં તેઓ પોતાના હાથ-થી જ કચરો વાળતા, સાબુથી કપડાં ધોતા, પુસ્તકો સાફ રાખતા, લાકડાં ચીરતા, તથા તાપે ગોદડાં સૂકવતા અને એ કાર્યોમાં પોતાના પ્રિયમાં પ્રિય સાથીની મદદનો અસ્વી-કાર કરતા. હજી પણ તેઓ સવારમાં વહેલા ઉઠી પોતાનું નિત્ય કાર્ય આટોપી લે છે અને તે બાદ જ બીજા કામમાં લાગે છે. આજનું કામ કાલ પર નથી મુલ્તવી રાખતા અને આથી જ અખિલ ભારતીય કૉંગ્રેસ-કમિટિના કાર્યાલયમાં યા બીજે સ્થળે એમની સાથે યા હાથ નીચે કામ કરનાર

કાર્યકર્તાઓ તેમના પર આફરીન રહે છે. એઓ એક કઠોર કામ લેનાર સાથી ( Hard Task-Master ) છે. ભારતીય કૉંગ્રેસ-કમિટિની ઓફીસમાં પોતાની સુવ્યવસ્થાથી તેમણે સરકારી શાસન-વિભાગ (સેક્રેટરીએટ)ના દફતરથી પણ અધિક સુવ્યવસ્થિત કરી દીધું છે. અસહકારના જમાનામાં જ્યારે ગિરફતારીનું વૉરન્ટ લઈ પોલીસ-અમલદાર તેમની પાસે પહોંચ્યો અને તેમને ૧૦-૧૫ મિનિટનો સમય કુટુંબનાં માણસોને મળવાનો તથા તૈયાર થવાનો આપ્યો ત્યારે જવાહરલાલે તરત સહાયકને કહ્યું: ' લાવો; જરૂરી પત્રોના ઉત્તર લખી દઉં.' આવે સમયે જ્યારે બીજા માણસો પોતાનાં સગાં-સ્નેહીઓને મળવાનું પસંદ કરે, ત્યારે જવાહરલાલે તેટલો સમય ઓફીસના કાર્યમાં ગાળ્યો. એ એમની મોટાઈ છે; એ એમની લગન છે!

નિર્દય નિયમ-પાલન, તપસ્યા અને ગંભીર મુદ્રાને લીધે આ ૬-૭ વર્ષોમાં જવાહરલાલ શરીરની દૃષ્ટિએ બહુ દુર્બળ બની ગયા છે. તેમણે પોતાના શરીરની પણ પરવા ન કરી અને એ લીધે એમનું સૌંદર્ય એક સુંદર વિધવાના કરુણ અને ગંભીર મુખની યાદ આપે છે. એમણે તેમની સારીયે મહેચ્છાઓ સંયમની આગમાં એક સાચા સાધકની પેઠે ટુકડા-ટુકડા કરી જલાવી છે, હજી સુધી એઓ બીજાની માફક ' પરોપદેશે પાંડિત્યમ્ ' ની જેમ ઉપદેશ નથી દેતા, અને બીજાઓને આ સંબંધમાં છૂટ પણ બહુ દે છે. પોતાને માટે એમની કસોટી બહુ કઠોર છે. લગભગ ૬-૭ વર્ષોથી એઓ નિયમપૂર્વક ઇન્દ્રિય-સંયમ કરી રહ્યા છે; એમનું આ મૂક વ્રત જુવાન ભારતને આદર્શ સમાન છે.

અદ્યાપિ તેમનું દિલ અમીર છે, ગરીબીને એમણે ફકીરની જેમ અપનાવી લીધી છે. પોતાના કાર્ય આગળ, એ અમીર જાદાએ ખાવાની દરકાર પણ નથી કરી. લાહોર કૉંગ્રેસ વખતે જ્યારે તેઓ કામમાં ખૂબ દટાયલા હતા તે સમયે તેઓ તરસ્યા થયા, કામના બોજાને લીધે તેમનાથી ચસ્કાય તેમ ન્હોતું. સ્વયંસેવકે પાણીનો કટોરો ધર્યો પણ જવાહરલાલે ઝેરના કટોરાની જેમ તેની તરફ નજર પણ ન નાંખી. આનું નામ તે કર્તવ્ય–પરાયણતા! આનું નામ જ સાચી સેવા. ભારતના યુવકો જવાહરલાલનો દાખલો લઇ, હિન્દના ગામડે ગામડે રખડશે ત્યારે સ્વતંત્રતા તેમની હથેલીમાં રમતી હશે. ગામડામાં ૨૦–૨૦ માઇલ, અન્ન અને પાણીને અડકયા સિવાય, તેમણે મજલ કરી છે. કષ્ટ, દુઃખ અને જોખમોની ઝડીઓમાં તેમણે હરહમ્મેશ ઝૂકાવ્યું છે. પોતાના મુકર્દમામાં તેમણે કોર્ટ આગળ કહેલું: 'અહીં બહાર! **અહીં તો સ્મશાન સમી શાન્તી છે. બધા સાથીઓ જેલમાં બેઠા છે: હું પણ ત્યાં જવાની ઇચ્છા રાખું છું.'**

શીઘ્ર નિર્ણયની શક્તિ જવાહરલાલમાં અદ્ભુત છે. એ દીર્ઘસૂત્રી નથી. બહુ જલદી નિર્ણય કરી કામમાં લાગી જાય છે. બહુ બાંધછોડ કરવી એમને પસંદ નથી. લાંબી ચૌડી વાતોથી એ દૂર જ ભાગે છે. સ્વરાજ્ય પાર્ટીના જન્મ વખતે એક વાર બૂઝર્ગ નેતાઓના સિદ્ધાન્તિ વિવાદોથી કંટાળી તેઓ દૂર જઈ બેઠા; જાણે તેમની આંખો કહી રહી હતી કે: 'જ્યારે મા ગુલામીની પીડાથી જખમાય છે, ત્યારે તમે લોકો વ્યક્તિગત મહત્તા અને સિદ્ધાન્તોના વિવાદમાં પડયા છો.'

× × ×

શેલી, કિટ્સ અને બાયરનના તેઓ ખાસ પ્રેમી છે. ફારસી કવિ ઉમર ખૈયામની ગઝલોનો અંગ્રેજી અનુવાદ એમની જીભના ટેરવે રમે છે. હિન્દી સાહિત્યમાં પણ તેમનો અભ્યાસ હેરત પમાડે એવો છે. સમાજ-શાસ્ત્રની ગંભીર સમસ્યાઓ પર આજકાલ તેઓ એક દાર્શનિકની જેમ વિચાર કરે છે અને અંગ્રેજી લેખકોમાં બર્ટ્રેણ્ડ રસેલનું અધ્યયન પણ જારી છે. મહાત્મા ગાંધીએ એક વાર તેમને માટે 'વ્યાવહારિક આદર્શવાદી' શબ્દ વાપર્યો હતો. જો એ શબ્દને ઉલટાવી આપણે 'આદર્શવાદી વ્યવહારિક' કરીએ તો જવાહરલાલની ભાવમયતા, આદર્શ-પ્રેમ અને કર્તવ્ય બુદ્ધિનો ખ્યાલ અચ્છી તરહથી આવી શકે.

એમાં કંઈ શક નથી કે 'પ્રતાપ'ના લેખકના શબ્દોમાં "એમનો વ્યક્તિત્વ ઉત્સાહ, કર્મણ્યતા અને શિસ્તના પ્રતિ-રૂપ છે. × × એમની દૃષ્ટિમાં નિર્મળ આદર્શની જ્યોતિ છે. એમના ચરણ-નક્ષત્રમાં સુસંસ્કૃતિ અને આત્મ-ગૌરવની લોચ છે. તેમના હૃદયના ઊંડાણમાં ઘોર અસંતોષની જ્વાળા ભભકે છે. આપણી હાલની સામાજિક રૂઢિઓ પ્રતિ; એમના જીગરમાં દર્દ છે, નાગાં અને ભૂખ્યાં માટે; એમના મન મંદિરમાં એક દેવતા હયાત છે, સમાનતા અને લોક કલ્યાણના. સાત્વિક ક્રોધ, નિષ્ઠુર કાર્યશિલતા, શુદ્ધ આદર્શવાદ, શીઘ્ર નિર્ણયશક્તિ અને કડક નિયમપાલન × × જવાહરલાલની વિશેષતાઓ છે."

એમાં કંઈ સંદેહ નથી કે જવાહરલાલ જો આવા જ રહે, તો નિકટ ભવિષ્યમાં અધિકાધિક મહાન તથા અનુકરણીય બને. એનું કારણ એ છે કે એમનામાં ગાંધીવાદ અને લેનિનવાદનો સુંદર સમન્વય છે.

